परोपकाराय सतां विभूतयः

ગ્રંથાંક: ૩૬

# જીવવિચાર પ્રકરણ
# સાર્થ સાવચૂરિક.

વાદિવેતાલ શ્રી શાંતિસૂરિ વિરચિત.

શબ્દાર્થ, ભાવાર્થ, વિવેચન, ફુટનોટ અને છૂટા
બોલ વગેરે સહિત.



વિવેચક અને પ્રકાશક.
**જૈનશ્રેયસ્કર મંડળ તરફથી**
**વેણીચંદ સૂરચંદ શાહ-મ્હેસાણા.**



અમદાવાદ-શ્રી 'સત્યવિજય' પ્રિંટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ
હરિલાલે છાપ્યું-પાંચકુવા નવા દરવાજા.

**આવૃત્તિ પહેલી**

સંવત ૧૯૭૫ વીર સંવત ૨૪૪૫ સને ૧૯૧૮.



કિંમત ૦-૫-૦.

# નિવેદન.

જૈન સમાજમાં કેળવણીનો બહોળો ફેલાવો કરવાના ઉદ્દેશથી પૂર્વાચાર્યના રચેલા ગ્રંથો મૂળ, સટીક અથવા તેના ઉપર ચાલુ જમાનાની કસાયેલી કલમથી લખાયેલા ભાષાંતર (વિવેચન) સાથે કે નવીન પદ્ધતિથી વિદ્વાન્ મુનિવર્ય અથવા શ્રાવકવર્યના લખેલા કે સંશોધન કરી સંગ્રહ કરેલા ગ્રંથો, ઉદાર સદ્‌ગૃહસ્થોની દ્રવ્યસહાયથી છપાવી તેને વિનામૂલ્યે કે અલ્પ મૂલ્યે આપી દરેક સ્થળે ગરીબ અને તવંગરને સરખી રીતે લાભ આપવાનો અમારો આ પ્રયાસ વર્ષો થયાં ચાલુ છે.

તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થવાથી પરંપરાએ મોક્ષ પ્રાપ્તિ સુલભ થાય છે તે માટે પૂર્વાચાર્યોએ, નયનિક્ષેપાદિવડે અતિગહન આગમોનું રહસ્ય સમજવાને અસમર્થ એવા પણ જિનવચનામૃતનું પાન કરવાને પિપાસુ સંક્ષિપ્તરૂચી ભવ્ય જીવોને સરળતાથી યથાતથ્ય વસ્તુતત્ત્વનો બોધ થાય તેવા અનેક પ્રકરણ ગ્રંથો સિદ્ધાંતના સાર રૂપે રચેલા છે. જીવાદિ નવ તત્ત્વનું જ્ઞાન મેળવવા માટે શરૂઆતમાં જીવનું સ્વરૂપ જાણવાની ખાસ આવશ્યકતા હોવાથી અમોએ આ જીવવિચાર નામનો ગ્રંથ તેના રહસ્યપૂર્ણ વિવેચન સાથે અમારી ગ્રંથમાળાના ૩૬ મા મણકા તરીકે છપાવી બહાર પાડયો છે.

આ પ્રકરણ ગ્રંથમાં જીવના ભેદ, તેની જાતિની નામવાર ઓળખાણ, જીવોના શરીરનું પ્રમાણ, આયુષ્યનું પ્રમાણ તેમજ સ્વકાય સ્થિતિ અને પ્રાણ તથા યોનિનું પ્રમાણ વગેરે બાબતનું

સામાન્ય વર્ણન હોવાથી તેનું નામ **જીવવિચાર** રાખવામાં આવ્યું છે તે યથાર્થ છે.

જીવનું સ્વરૂપ સામાન્ય રીતે સર્વને સમજી શકાય તેટલા માટે અમે ઉક્ત પ્રકરણમાં મૂળ ગાથા શાસ્ત્રી મોટા ટાઇપમાં અને તેના દરેક શબ્દની નીચે ગુજરાતી અર્થ દાખલ કરેલ છે. તે સાથે સંસ્કૃત અભ્યાસીઓને પ્રાકૃત સૂત્રાનુસાર તેની કઇ વિભક્તિ છે ? તેનું યથાર્થ ભાન થવા સારૂ દરેક પદ ઉપર તેની સંસ્કૃત **અવચૂરિ** (છાયા) મૂકેલ છે. વિભક્તિની સ્પષ્ટતા થવાથી અર્થબોધ સચોટ થાય છે. જેઓને સંસ્કૃત જ્ઞાન નથી હોતું તેવા શરૂઆતના અભ્યાસકને માટે દરેક શબ્દોના છૂટા અર્થ ગાથા નીચે મૂકવામાં આવ્યા છે, તે પછી ગાથાર્થ અને વિવેચન લખેલ છે. વિવેચનનો ઘણોખરો આધાર ઉક્ત પ્રકરણની મોટી ટીકામાંથી લેવામાં આવ્યો છે અને તે ઉપરાંત વિશેષ સમજ માટે જરૂર જોગી નોટ પણ લખવામાં આવી છે. વળી પૃથ્વીકાય વગેરે સજીવ છે એમ **ષડ્દર્શનસમુચ્ચય**ના આધારે સિદ્ધ કરી બતાવ્યું છે. પ્રકરણની પ્રાંતે જીવવિચારના છૂટા બોલ દાખલ કર્યા છે, તે પ્રકરણમાં પ્રવેશ કરવાને શરૂઆતમાં શિખવવા યોગ્ય છે. તે પછી સ્વાધ્યાયને ઉપયોગી થવા સારૂ પ્રકરણની મૂળ ગાથા એકંદર એક સાથે આપેલ છે. તે પછી જીવના ૫૬૩ ભેદને સરળતાથી ગણવા માટે ઉપયોગી થાય સારૂ એક વૃક્ષના આકારે જીવ ભેદ બતાવ્યા છે અને તે પછ એક પાણીના બિંદુમાં લગભગ ૩૬૦૦૦ હાલતા ચાલતા (ત્રસ) જીવો સૂક્ષ્મદર્શક યંત્રની મદદવડે હાલમાં જોઈ શકાય છે તેનું ચિત્ર આપવામાં આવેલ છે. આ પ્રમાણે જેમ બને તેમ આ

બુક વિશેષ ઉપયોગી થાય અને જીવનું સ્વરૂપ સ્ફુટ સમજાય તે માટે અમે બનતો પ્રયાસ કર્યો છે તેથી અભ્યાસકો પોતપોતાના અધિકાર યોગ્ય વિગતો આમાંથી મેળવી શકશે એમ અમને ખાત્રી થાય છે.

આ પ્રકરણના રચયિતા શ્રીમાન્ **શાંતિસૂરિજી** છે એમ ઉક્ત પ્રકરણની પ્રાંતે આવેલી ગાથા ઉપરથી સ્પષ્ટ થાય છે. પણ કોની પટ્ટપરંપરાએ આવેલા આ શાંતિસૂરિ છે? તે સંબંધી તેમાં કે તે પ્રકરણની ટીકામાં કશો ઉલ્લેખ જણાતો નથી. તપગચ્છની પટ્ટાવળીમાં તેમના સંબંધી આ પ્રમાણે વિગત મળી આવે છે. —"સંવત્ ૧૦૯૪ માં જીવવિચાર પ્રકરણના કર્ત્તા વડગચ્છના વાદીવેતાલ **શાંતિસૂરિ** થયા. આ વાદિવેતાલનું બિરૂદ તેઓશ્રીને લઘુ ભોજરાજાએ આપ્યું હતું. ચક્રેશ્વરી અને પદ્માવતી દેવીની સહાયથી ૧૦૯૭ માં તેમણે શ્રીમાળીના ૭૦૦ ગોત્રને ધૂળીકોટ પડવાની આગાહી જણાવી તેમનું રક્ષણ કર્યું હતું. ઉત્તરાધ્યયન સૂત્રની મોટી ટીકા ૧૮૦૮૦ શ્લોક પ્રમાણ તેમણે રચી છે (જે ઉત્તરાધ્યયનની પાઈઅ ટીકા કહેવાય છે). કાન્હોડનગરમાં સંવત્ ૧૧૧૧ માં તેમનું સ્વર્ગ ગમન થયું." ઉત્તરાધ્યયન સૂત્રની ટીકાને અંતે તેમણે પોતાને થારાપદ્ર ગચ્છીય જણાવ્યા છે જે વડગચ્છની શાખા છે. પાલનપુર નજીકમાં રામસીણુ ગામમાં એક દેરાસરજીમાં પ્રતિમાજીના પબાસણ ઉપર ૧૦૮૪ માં થારાપદ્રગચ્છના શાંતિભદ્રસૂરિએ પ્રતિષ્ઠા કરાવ્યાનો લેખ છે. આ ઉપરથી શાંતિસૂરિનું પૂરૂં નામ શાંતિભદ્ર હોય એમ સંભવે છે. કેમકે ગચ્છ, નામ અને સમય લગભગ મળતાં છે. આ શાંતિસૂરિએ ધનપાલ પંડિત કૃત તિલકમંજરી ગ્રંથનું પણ સંશોધન કરેલ છે.

આ ઉપરથી આ પ્રકરણ તેમણે અગ્યારમા સૈકાના અંતમાં અથવા તો બારમા સૈકાની શરૂયાતમાં રચ્યું હોય એમ જણાય છે.

આ પ્રકરણ ઉપર પાઠક રત્નાકરે સંવત્ ૧૬૧૦ માં વૃહદ્-વૃત્તિ રચી છે અને લઘુવૃત્તિ મુનિ ક્ષમાકલ્યાણે સં. ૧૮૫૦ માં રચી છે. આ બંને વૃત્તિના આધારે અમે ઉક્તગ્રંથની સંસ્કૃત છાયા અને વિવેચન લખવા પ્રયાસ કરેલ છે.

આશા છે કે ભવ્ય સત્ત્વો આ ગ્રંથનો યથાવિધિ લાભ મેળવી યોજકના પ્રયાસને સફળ કરશે.

આ ગ્રંથની સંસ્કૃત છાયા એક વિદ્વાન્ મુનિવર્યે તપાસી છે અને શ્રીયુત કુંવરજી આણંદજીએ આ ગ્રંથની સંપૂર્ણ પ્રેસ કોપી અને છેલ્લાં પ્રુફશીટ તપાસેલ છે તેથી તે બંને મહાશયોનો અંતઃકરણથી આભાર માનવામાં આવે છે.

આ ગ્રંથમાં મતિમાંદ્યાદિ દોષથી કે પ્રમાદવશાત્ કાંઇ ભૂલ ચૂક થઇ હોય તો તેને માટે મિથ્યા દુષ્કૃત આપી તેને સુધારીને વાંચવા સજ્જનોને વિનવીએ છીએ. ઈતિશમ્

સંવત્ ૧૯૭૫ કાર્તિક શુક્લ પૂર્ણિમા ચંદ્રવાર.

પ્રસિદ્ધ કર્તા.



'હિંદી મહાન્ વિજ્ઞાન શાસ્ત્રી–

**સર જગદીશચંદ્ર બોઝ** નું જીવનકાર્ય'એ શીર્ષકનો એક લેખ પ્રોફેસર કાંતિલાલ છગનલાલ પંડયા એમ. એ. એમણે વીશમી સદીના ત્રીજા પુસ્તકના પહેલા અંકમાં લખ્યો છે. તેમાં સર જગદીશચંદ્રે પ્રાણીઓ અને વનસ્પતિનાં લક્ષણોની એકતા પ્રયોગોદ્વારા સિદ્ધ કરી છે. તે સંબંધી કેટલીક હકીકતો આપી છે,તે ખાસ ઉપયોગી જાણી અહીં દાખલ કરી છે. ડોકટર બોઝે વનસ્પતિઓ અને પ્રાણિઓનાં લક્ષણો ભિન્ન ભિન્ન ગણાતાં હતાં, તેમાંના ઘણાં બન્નેમાં સમાન છે તેમજ લોખંડ જેવી ધાતુઓમાં પણ સજીવ પદાર્થોના આ લક્ષણો છે એમ સિદ્ધ કર્યું છે.–આપણી પેઠે તેઓ ટાઢથી ઠરી જઇ મુડદાલ થાય છે, હુંફથી તેજીમાં આવે છે, દારૂ જેવા માદક પદાર્થોથી વધારે ચંચળ થાય છે અથવા ઘેનમાં પડે છે, ખરાબ હવાથી ગુંગળાઈ જાય છે, અતિ શ્રમથી થાકી જાય છે, મારવાથી પીડાય છે, બેભાન કરનારી દવાથી મૂર્છા પામે છે, વિજળીથી વિશેષ ચંચળ થાય છે, વર્ષાદથી સુરત થાય છે, સૂરજની રોશનીથી સ્ફૂર્તિ પ્રકટ કરે છે અને ઝેર કે બળાત્કારથી પ્રાણ ત્યજે છે. વૃદ્ધિ–ક્ષય, સુખ–દુખ, ટાઢ–તડકો, થાક–આરામ, નિદ્રા–પોષણ સર્વ આપણી માફક તેઓ પ્રકટ કરે છે. અત્યાર સુધી માત્ર આપણે તેની ભાષા સમજતા નહિ, આપણા નેત્રો એની લાગણીઓ જોઇ શકતા નહિ, તેથી આપણે તેને જડ માનતા હતા તથા નિર્જીવ કહેતા હતા. હવે ડાકટર બોઝે એમને બોલતાં કર્યાં છે, કહો કે એમની બોલી આપણને શિખવી છે. વનસ્પતિને એમણે કલમ આપી છે. એ કલમથી જે પત્રો લખાય છે તેમાં આ બિચારાં હવે પોતાનું હૈયું ઠાલવે છે. ડા૦બોઝે એક યંત્ર બનાવ્યું છે, એક ઝીણી રેશમી દોરી વતી છોડવાનાં પાંદડાંને એક ન્હાના અને બહુ સારી રીતે ગોઠવેલા લીવરના એક હાથ

સાથે જોડવામાં આવે છે, લીવરનો બીજો હાથ એક લાંબો પાતળો સીધો લટકતો તાર હોય છે, પાંદડામાં એવી લગાર પણ ગતિ હોય કે જે આંખે પણ દેખાય નહિ તોપણ તે ગતિ આ રચનાથી લીવરદ્વારા તારમાં એટલા ગણી મોટી થાય છે કે જેથી તે સ્પષ્ટ સમજી શકાય છે. તારની નીચેની અણીને જરાક વાળવામાં આવે છે ને તે વાળેલી અણી એક મેશથી કાળા કરેલા કાચને અડકેલી રહે છે, એક બાજુથી તે તારને વિજળીક આંદોલનો આપીને ઇચ્છા મુજબ ગતિથી હલાવી શકાય છે, બીજી બાજુથી અમુક ચોક્કસ ગતિથી કાળો કાચ નીચે ઉતરે છે. જ્યાં અને જ્યારે તાર કાચને અડકે છે ત્યાં અને ત્યારે ઝીણું ટપકું મેશના ઉખડી જવાથી થાય છે. આ તાર તે વનસ્પતિની કલમ, કાળો કાચ પત્ર અને આ ટપકાંઓ તેઓનાં અક્ષરો. આ નાજુક યંત્રથી વનસ્પતિની ગૂઢ હિલચાલો તથા હાવભાવો હજારો ગણા મોટા થાય છે કમળનું ફૂલ કે કોબીની ગાંઠ આજ લેખિનીથી પોતાનું આત્મવૃત્ત પ્રકટ કરી શકે છે. સ્નાયુ માત્રનું એ એક લક્ષણ છે કે જ્યાંસુધી તે સજીવ હોય ત્યાંસુધી એને વિજળીનો ધક્કો લાગતાં એકદમ સંકોચાય છે. વનસ્પતિમાં આવા આંચકા અને સંકોચો એટલા બારીક હોય છે કે આ યંત્રથી વિપુલ થાય છે ત્યારેજ તે પકડાય છે. આપણા સ્નાયુ જેમ મહેનતથી થાકી જાય છે અને થાક ઉતર્યા પછીજ ફરી મહેનત કરી શકે છે તેમ વનસ્પતિના સ્નાયુ થાકથી સુસ્તી બતાવે છે અને પૂરો આરામ મળ્યા પછી ક્રિયાવાન્ થઈ શકે છે. વનસ્પતિને જ્ઞાનતંતુ છે, હૃદય છે, તેની વૃદ્ધિ થાય છે અને મરણ પણ થાય છે. આ બધા પ્રયોગો તેમણે અનેક વનસ્પતિ ઉપર યંત્રોદ્વારા અજમાવ્યા છે.

વિશેષ જાણવાની ઇચ્છાવાળાએ તેમનો આખો લેખ ખાસ વાંચવા જેવો છે. )

# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૯ | ૮ | તરી | તૂરી |
| ૯ | ૯ | ઉં | ઉસં |
| ૧૧ | ૨ | उसा | उंसा |
| ૧૨ | ૧૮ | અંગ રાનો | અંગારાનો |
| ૧૫ | ૭ | તનવાત | તનુવાત |
| ૧૭ | ૨૨ | कंद्राः | कंदा |
| ૧૭ | ૨૩ | વકુર્ણનીગી | વર્ણની કુગી |
| ૪ | ૧૮ | બીજ | બીજ. |
| ૨૬ | ૧૯ | अन्तमुहूर्त्ता० | अन्तर्मुहूर्त्ता० |
| ૨૯ | ૭ | સક્ષ્મ | સૂક્ષ્મ |
| ૩૨ | ૧૮ | જાણવી | જાણવો |
| ૩૮ | ૬ | ખડક માંકડી | ખડ માંકડી |
| ૭૬ | ૧૨ | सागरोपमानि | सागरोपमाणि |
| ૭૮ | ૫ | पुनभणितः | पुनर्भणितः |





# जीवविचार प्रकरणं.



भुवनप्रदीपं वीरं नत्वा *भणामि अबुधबोधार्थं

**भुवणपईवं वीरं, नमिऊण भणामि अबुहबोहत्थं।**

ત્રણ ભુવનને વિષે દીપક સમાન, વીરજિનને } નમસ્કાર કરીને કહું છું. } અજ્ઞાત જીવોના બોધને માટે

जीवस्वरूपं किंचिदपि यथा भणितं पूर्वसूरिभि:

**जीवसरूवं किंचिवि, जह भणियं पुव्वसूरीहिं ॥ १ ॥**

જીવનું સ્વરૂપ કાંઈક જેમ કહેલ છે પૂર્વાચાર્યોએ

ભુવણ=ભુવન ( ત્રણ ) ને વિષે,
પઇવં=પ્રદીપ ( સમાન ),
વીરં=મહાવીર સ્વામીને.
નમિઊણ=નમસ્કાર કરીને.
ભણામિ=કહું છું.
અબુહ=( તત્ત્વવિચારને વિષે ) અજ્ઞાની જીવોને.

બોહત્થં=બોધ થવાને અર્થે.
જીવસરૂવં=જીવનું સ્વરૂપ.
કિંચિવિ=લેશમાત્ર.
જહ=જેમ, જેવી રીતે.
ભણિયં=કહ્યું છે.
પુવ્વ=પૂર્વના.
સૂરીહિં=આચાર્યોએ.

---

* सत्सामीप्ये सद्वद्वा इति भविष्यति वर्तमाना ( ५-४-१ )

**અર્થ**—(ત્રણ) ભુવનને વિષે દીપક સમાન શ્રી વીરજિનને નમસ્કાર કરીને અજ્ઞાત જીવોના બોધને માટે, જેવું પૂર્વાચાર્યોએ કહેલ છે તેવું જીવનું સ્વરૂપ કાંઈક કહું છું. ૧

**વિવેચનઃ**—આ પ્રથમ ગાથાના પૂર્વાર્દ્ધમાં ગ્રંથકાર વાદિ-વેતાલ **શ્રી શાંતિસૂરિએ** પોતાના ઈષ્ટદેવને નમસ્કાર કરવા વડે વિઘ્નની શાંતિને માટે મંગળાચરણ કરેલું છે અને ઉત્તરાર્દ્ધમાં અભિધેય–ગ્રંથનો વિષય કહેલ છે. દરેક ગ્રંથ શરૂ કરતાં આદિમાં મંગળ, અભિધેય, સંબંધ અને પ્રયોજન એ અનુબંધ ચતુષ્ટય જણાવવાજ જોઇએ. તે અનુસારે અહીં **વીરં નમિ-ઊણુ** એ પદોવડે મંગળાચરણ અને જીવસરૂવં પદવડે અભિ-ધેય જણાવેલ છે. સંબંધ અને પ્રયોજન ઉપલક્ષણથી સમજવું. તે આ પ્રમાણે–સાધ્ય સાધનરૂપ, અથવા ઉપાયોપેયરૂપ સંબંધ જાણવો. તેમાં આ શાસ્ત્ર તે ઉપાય અથવા સાધન જાણવું અને શાસ્ત્રના અર્થનું જ્ઞાન તે સાધ્ય અથવા ઉપેય જાણવું. પ્રયો-જન બે પ્રકારે છે, ગ્રંથકારનું અને શ્રોતા ( ગ્રંથ સાંભળનાર–ભણનાર ) નું. તે બંને વળી બબ્બે પ્રકારે છે, અનંતર (તાત્કા-લિક) અને પરંપર ( ઉત્તરોત્તર ). પ્રાણીઓનો ઉપકાર કરવો એ કર્તાનું અને શાસ્ત્રનું જ્ઞાન કરવું એ શ્રોતાનું અનંતર પ્રયો-જન જાણવું. મોક્ષ પ્રાપ્ત કરવું એ કર્તા અને શ્રોતા બંનેનું પરંપર પ્રયોજન જાણવું. શાસ્ત્રમાં કહ્યું છે કે સત્શાસ્ત્રનું જ્ઞાન થવાથી મનુષ્ય સંસાર થકી વિરક્ત થાય છે અને તેથી સમકિત પા-મીને પરંપરાએ મોક્ષને પામે છે. અહીં કોઈ એમ શંકા કરે કે ગ્રંથકાર ગમે તેવો ઉત્તમ ગ્રંથ કરે અગર ઉપદેશ આપે પરંતુ શ્રોતાજન તેનો ઉપયોગ કરે નહિ તો તેનો શ્રમ નિષ્ફળ જ-

વાથી તેમના પ્રયોજનની સિદ્ધિ થાય નહિ. તેને માટે વાચક પ્રવર શ્રીમદ્ **ઉમાસ્વાતી** મહારાજ કહે છે કે—' સર્વજ્ઞ દેવે કહેલ ધર્મનો ઉપદેશ દેવાવડે જેઓ સંસાર ભ્રમણાદિ દુઃખે પીડાયેલા જીવો ઉપર ઉપકાર કરે છે તેઓ જલદીથી મોક્ષ પામે છે. ' અર્થાત્ ઉપદેશવડે શ્રોતાને ફળ થાઓ અગર ન થાઓ પરંતુ વક્તાને તો અવશ્ય લાભ થાય જ છે.

સ્વર્ગ ( દેવલોક ), મૃત્યુ ( મનુષ્ય લોક ) અને પાતાળ ( અધોલોક ) રૂપ ત્રણ ભુવનને વિષે દીવા જેવા શ્રીમહાવીર દેવને નમસ્કાર કરીને હું ( ગ્રંથ–કર્તા શ્રી શાંતિસૂરિ ) જીવનું સ્વરૂપ કહું છું. અહીં ' ભણામિ ' ક્રિયાપદ પહેલા પુરૂષનું એક વચન હોવાથી કર્તા ' હું ' અધ્યાહાર જાણવો. વિશેષ પ્રકારે કર્મસમૂહનો નાશ કરે તે વીર અથવા વિશેષ પ્રકારે તપ વડે શોભે તે વીર અથવા ઉત્તમ પ્રકારના વીર્યયુક્ત હોય તે વીર, એ પ્રકારે વીર શબ્દના અનેક અર્થ થાય છે. વીરજિન કેવા છે ? જેમ આપણે દીવાના પ્રકાશવડે જીવ, અજીવાદિ પદાર્થો જોઇ શકીએ છીએ તેમ તેઓ કેવળજ્ઞાનરૂપ દીવા વડે ત્રણ ભુવનમાં રહેલા જીવાજીવાદિ સમસ્ત પદાર્થોને એકી સાથે જાણી —દેખી શકે છે. જીવનું સ્વરૂપ કેવી રીતે કહે છે ? સિદ્ધ અને સાંસારિક જીવોના ભેદવાળું કંઈક એટલે થોડા અક્ષર અને ઘણા અર્થવાળું. અપિ શબ્દ કહેવાવડે એમ સૂચવે છે કે જીવસ્વરૂપ સંબંધી કહેવા યોગ્ય તો ઘણું છે છતાં તેમાંથી અમુકજ કહીશ. વળી ગ્રંથકાર પોતાની લઘુતા જણાવવાને અર્થે કહે છે કે— ગૌતમસ્વામિ, સુધર્માસ્વામિ વગેરે ગણધર મહારાજ અને જંબુસ્વામિ વગેરે પૂર્વાચાર્યોએ જે પ્રકારે સિદ્ધાંત અને પ્રકરણ

ગ્રંથોમાં વર્ણવેલ છે તે અનુસારે હું કહીશ પણ મારી મતિ-કલ્પનાએ કહીશ નહિ. શા માટે જીવસ્વરૂપ કહું છું ? જીવા-જીવાદિ પદાર્થનું જ્ઞાન જે જીવોને નથી એવા અજ્ઞાતજીવોને સમજવા માટે. આ ગ્રંથમાં જીવ સંબંધી હકીકત હોવાથી જીવ-વિચાર નામ આપવામાં આવ્યું છે. અહીં ભણામિ ક્રિયાપદમાં વર્તમાન કાળ છે તે ભવિષ્યકાળના અર્થવાળો છે. ૧

---

जीवाः मुक्ताः संसारिणश्च त्रसाः स्थावराश्च संसारिणः

**जीवा मुत्ता संसारिणो य तस थावरा य संसारी ॥**

**જીવો મુક્ત સંસારી અને ત્રસ સ્થાવર અને સંસારી**

पृथिवी जलं ज्वलनः वायु—र्वनस्पतिः स्थावरा ज्ञेयाः

**पुढवी जल जलण वाउ, वणस्सई थावरा नेया ॥२॥**

**પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય સ્થાવરો જાણવા.**

**જીવા**=જીવો.
**મુત્તા**=સિદ્ધ થયેલા, મુક્ત.
**સંસારિણો**=સંસારી જીવો.
**અ**=તથા.
**તસ**=ત્રસ ( હાલે ચાલે તે ).
**થાવરા**=સ્થાવર ( સ્થિર રહે તે ).
**સંસારી**=સંસારી.

**પુઢવિ**=પૃથ્વીકાય, માટી, પથ્થરાદિ.
**જલ**=અપ્કાય, પાણી.
**જલણ**=તેઉકાય, અગ્નિ.
**વાઉ**=વાયુકાય, વાયરો.
**વણસ્સઈ**=વનસ્પતિકાય.
**નેઆ**=જાણવા.

અર્થ—જીવો મુક્ત અને સંસારી એમ બે પ્રકારે છે. ત્રસ અને સ્થાવર એ બે પ્રકારે સંસારી જીવો છે. પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય અને વનસ્પતિકાય એ પાંચ સ્થાવર જાણવા. ૨

વિવેચન—હવે ગ્રંથકાર પહેલી ગાથાના ઉત્તરાર્દ્ધમાં જણાવ્યા મુજબ જીવનું સ્વરૂપ કહે છે, તે આ પ્રમાણે-જીવ્ ધાતુ, [1]પ્રાણ ધારણ કરવાના અર્થવાચી હોવાથી આયુષ્યના યોગે જે પ્રથમ જીવતા હતા, હાલમાં જીવે છે અને હવે પછી ભવિષ્યમાં જીવશે તે જીવો જાણવા. એ જીવો મુક્ત એટલે દુષ્ટ આઠ કર્મના વિપાકો ( ફળ-અનુભવ ) નો નાશ કરવાથી શરીરાદિના આત્યંતિક વિયોગવાળા સિદ્ધ પરમાત્મા અને સંસારી એટલે જેમાં જીવો સંસરણ (ભ્રમણ) કરે તે સંસાર અને એ ચાર ગતિરૂપ સંસાર જેને છે તે સંસારી, એમ બે ભેદે છે. સિદ્ધ જીવો એકજ ભેદ[2]વાળા હોવાથી પ્રથમ સંસારી જીવોના ભેદો કહે છે. સંસારીના ત્રસ અને સ્થાવર એમ બે ભેદ છે. ટાઢ અને ગરમીથી પીડાતાં તેના નિવારણ માટે પ્રયત્ન કરે અર્થાત્ ટાઢ વાતી હોય તો છાંયાથી તડકે અગર તાપ પાસે

---

૧ પ્રાણના બે ભેદ છે, દ્રવ્યપ્રાણ અને ભાવપ્રાણ. દ્રવ્ય પ્રાણના દશ ભેદ છે, જે આગળ ૪૨ મી ગાથામાં કહેવામાં આવશે અને ભાવપ્રાણના ચાર ભેદ છે—અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર અને અનંતવીર્ય. સંસારી જીવને દ્રવ્ય પ્રાણ તથા ભાવ પ્રાણ અને મુક્ત જીવને માત્ર ભાવ પ્રાણ હોય છે.

૨ વર્તમાન સ્વરૂપમાં કોઇ જાતની ઉપાધિ નથી માટે. જિનસિદ્ધાદિ જે સિદ્ધના ભેદો આગળ કહેવામાં આવશે તે તો પૂર્વ અવસ્થાની અપેક્ષાએ જાણવા.

જાય અને તાપથી પીડાય તો છાંયે જાય તે ત્રસ (બેઇંદ્રિય વગેરે). તાપાદિથી પીડાયા છતાં તેનું નિવારણ કરવાને અસમર્થ હોવાથી એકજ સ્થળે રહે તે સ્થાવર ( એકેંદ્રિય ). સ્થાવર કરતાં ત્રસ જીવો વિશેષ પુણ્ય પ્રકૃતિવાળા અને સમર્થ હોવાથી તેમજ મોક્ષનું મુખ્ય અંગ હોવાથી ( ત્રસજ મોક્ષે જઈ શકે, સ્થાવર ન જાય તેથી ) સૂત્રકારે ત્રસ અને સ્થાવર એ ક્રમ દર્શાવ્યો. સ્થાવર જીવો પાંચ પ્રકારે જાણવા, તે આ પ્રમાણે-પૃથ્વીકાય (માટી), અપ્કાય (પાણી), તેઉકાય (અગ્નિ), વાયુકાય (પવન) અને વનસ્પતિકાય (ઝાડપાલો). અહીં ત્રસ શબ્દ પ્રથમ જણાવ્યો છતાં સ્થાવરનું વર્ણન પ્રથમ શરૂ કર્યું તે એટલા માટે કે-પ્રાયઃ જીવો એકેંદ્રિયને વિષે ભ્રમણ કરીને પછી બેઇંદ્રિયાદિને વિષે ઉત્પન્ન થાય છે તે ક્રમ બતાવવા સ્થાવરનું વર્ણન કરીને પછી ત્રસનું વર્ણન કરશે. આ પાંચ સ્થાવરનાં નામ શ્રીઠાણાંગ સૂત્રને વિષે અનુક્રમે આ પ્રમાણે કહ્યાં છે, ૧ ઇંદ્ર સ્થાવરકાય, ૨ બ્રહ્મ સ્થાવરકાય, ૩ શિલ્પ સ્થાવરકાય, ૪ સંમતિ સ્થાવરકાય અને ૫ પ્રજાપતિ સ્થાવરકાય.* ૨

---

*જિન પ્રણીત વચનનો વિચાર કરીને સ્થવીર ભગવંત જીવાભિગમ સૂત્ર (ઉપાંગ) માં જીવના ભેદો આ પ્રમાણે વર્ણવે છે.-સંસારી જીવ બે પ્રકારે છે.-ત્રસ, સ્થાવર. સ્થાવર જીવ ત્રણ પ્રકારે છે.-પૃથ્વી, અપ્, વનસ્પતિ. ત્રસ જીવ ત્રણ પ્રકારે છે.-તેઉ, વાઉ અને ઉદાર (મ્હોટા) ત્રસ. સંસારી જીવો ત્રણ પ્રકારે છે.-સ્ત્રી, પુરૂષ અને નપુંસકો. વળી ચાર પ્રકારે છે,-નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવો. વળી પાંચ પ્રકારે છે.-એકેંદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરિંદ્રિય અને પંચેંદ્રિય. વળી ૭ પ્રકારે છે.-પૃથ્વી, અપ્, તેઉ, વાઉ, વનસ્પતિ અને ત્રસ. વળી સાત પ્રકારે છે.-નારક, તિર્યંચ, તિર્યંચણી, મનુષ્ય, મનુષ્યની સ્ત્રી, દેવ અને દેવી. વળી આઠ

स्फटिक–मणि–रत्न–विद्रुम–हिंगुल–हरिताल–मनःशिल–रसेंद्राः

फलिहमणिरयणविद्दुम-हिंगुलहरियालमणसिलरासिंदा

સ્ફટિક, મણિ, રત્ન, પરવાળા, હિંગલો, હરતાળ, મણુશિલ અને પારો

---

પ્રકારે છે;– ઉત્પત્તિના પ્રથમ સમયવાળા નારકો અને તે શિવાયના નારકો. એમ દેવ, મનુષ્ય અને તિર્યંચના બબ્બે ભેદો. વળી નવ પ્રકારે છે,–પૃથ્વી, અપ્, તેઉ, વાઉ, વનસ્પતિ, બેઇંદ્રિય, તેઇંદ્રિય ચૌરિંદ્રિય અને પંચેંદ્રિય. વળી દશ પ્રકારે છે.–પ્રથમ સમય એકેંદ્રિય અને અપ્રથમ સમય એકેંદ્રિય, એ પ્રકારે બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરિંદ્રિય અને પંચેંદ્રિયના બબ્બે ભેદ. કેટલાક આચાર્ય સર્વ જીવોના ભેદો આ પ્રકારે વર્ણવે છે.–સર્વ જીવો બે પ્રકારે છે.–સિધ્ધો અને સંસારી અથવા ઇંદ્રિયવાળા અને ઇંદ્રિય વિનાના (સિદ્ધ) અથવા શરીરી અને અશરીરી (સિદ્ધ) અથવા યોગવાળા અને યોગ રહિત ( ૧૪ મા ગુણસ્થાનવાળા અને સિદ્ધ ) અથવા વેદવાળા અને વેદ રહિત, અથવા કષાયવાળા અને કષાય રહિત અથવા લેશ્યાવાળા અને લેશ્યા રહિત અથવા જ્ઞાની અને અજ્ઞાની અથવા આહારી અને અણાહારી અથવા ભાષાવાળા અને ભાષા રહિત. અથવા સાકારોપયોગવાળા અને અનાકારોપયોગવાળા. સર્વ જીવો ત્રણ પ્રકારે છે.–સમ્યગ્ દ્રષ્ટિ, મિથ્યા દ્રષ્ટિ અને મિશ્ર દ્રષ્ટિ. અથવા પરીત્ત સંસારી (નજીકમાં સિદ્ધ થાય તેવા ), અપરીત્ત સંસારી અને નોપરીત્તનોઅપરીત્ત (સિદ્ધ). અથવા પર્યાપ્તા, અપર્યાપ્તા અને નોપર્યાપ્તાનોઅપર્યાપ્તા. અથવા સૂક્ષ્મ, બાદર અને નોસૂક્ષ્મનોબાદર. અથવા સંજ્ઞિ, અસંજ્ઞિ અને નોસંજ્ઞિનોઅસંજ્ઞિ, અથવા ભવ્ય સિદ્ધ, અભવ્ય સિદ્ધ અને નોભવ્યસિદ્ધનોઅભવ્ય સિદ્ધ. અથવા ત્રસ, સ્થાવર અને નોત્રસનોસ્થાવર. અથવા સર્વ જીવો ચાર પ્રકારે છે–મનોયોગિ, વચનયોગિ, કાયયોગિ અને અયોગિ. અથવા સ્ત્રી વેદવાળા, પુરૂષ વેદવાળા, નપુંસક વેદવાળા અને વેદ રહિત અથવા ચક્ષુદર્શની, અચક્ષુદર્શની, અવધિ દર્શની અને કેવળ દર્શની અથવા

कनकादय: धातव: खटिका वर्णिका अरणेट्टक: पलेवक:

## कणगाइ धाउ सेढो, वन्निअ अरणेट्टय पल्लेवा ॥३॥

**સોનું વગેરે ધાતુ ખડી હરમજી ધોળી માટી* પલેવાપાષાણ.**

કણગાઇ=કનકાદિ ( સોનું વિગેરે ).
ધાઉ=ધાતુ.
સેઢો=ખડી માટી, ચાક.
વન્નિ=લાલ રંગની માટી, હરમજી.
અરણેટ્ટય=પાષાણના કટકાની સાથે મળેલી ધોળી માટી.
પલેવા=એક જાતિનો પાષાણ.

ફલિહ=સ્ફટિક રત્ન
મણિ=ચંદ્રકાંતાદિક મણિ.
રયણ=રત્ન.
વિદ્દુમ=પરવાળા.
હિંગુલ=હિંગલો.
હરિયાલ=હડતાલ.
મણસિલ=મણશિલ.
રસિંદા=પારો.

---

* અરણેટો પાષાણ પણ કહેવાય છે.

સંયત, અસંયત, સંયતાસંયત અને નોસંયતનોઅસંયત. સર્વ જીવો પાંચ પ્રકારે છે-નારક, તિર્યંચ, મનુષ્ય, દેવતા અને સિદ્ધ અથવા ક્રોધી, માની, માયી, લોભી અને અકષાયી. સર્વ જીવ છ પ્રકારે છે-એકેંદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરિંદ્રિય, પંચેંદ્રિય અને ઇંદ્રિય રહિત અથવા ઔદારિક શરીરી, વૈક્રિય શરીરી, આહારક શરીરી, તૈજસ શરીરી, કાર્મણ શરીરી અને અશરીરી. સર્વ જીવો સાત પ્રકારે છે-પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાય, ત્રસકાય અને કાય રહિત. સર્વ જીવો આઠ પ્રકારે છે-નારક, તિર્યંચ, તિર્યંચણી, મનુષ્ય, મનુષ્યની સ્ત્રી, દેવતા, દેવી અને સિદ્ધ. અથવા મતિજ્ઞાની, શ્રુતજ્ઞાની, અવધિજ્ઞાની, મનઃપર્યવજ્ઞાની, કેવળ જ્ઞાની, મતિ અજ્ઞાની, શ્રુત અજ્ઞાની અને વિભંગ જ્ઞાની. સર્વ જીવો નવ પ્રકારે છે-એકેંદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરિંદ્રિય, નારક, તિર્યંચ, મનુષ્ય, દેવતા અને સિદ્ધ. અથવા પ્રથમ સમય નારક, અપ્રથમ સમય

अभ्रकं तूरी ऊषं मृत्तिका पाषाणजातयो ऽनेकाः

**अब्भय तूरी ऊसं, मट्टी पाहाणजाइओ णेगा;**

**અબરખ તૂરી ખારો માટી પત્થરની જાતો અનેક**

सौवीरांजनलवणादयः पृथिवी-भेदाश्चे-त्यादयः

**सोवीरंजणलुणाइ, पुढविभेया इ इच्चाई ॥ ४ ॥**

**ધોળો કાળો સુરમો, મીઠું વગેરે, પૃથ્વીકાયના ભેદો ઈત્યાદિ**

**અબ્ભય**=અબરખ (પાંચ વર્ણનો).
**તરી**=એક જાતિની માટી.
**ઊસં**=ખારો, ઉસ,
**મટ્ટી**=માટી.
**પાહાણ**=પાષાણ, પત્થરની.
**જાઈઓ**=જાતિઓ.
**ણેગા**=અનેક.
**સોવીરંજણ**=ધોળો કાળો સુરમો.
**લુણાઇ**=સધવ વિગેરે ક્ષાર.
**પુઢવિ**=પૃથ્વીકાય જીવોના.
**ભેઆ**=ભેદો.
**ઈ**=અને.
**ઈચ્ચાઈ**=ઈત્યાદિ.

---

નારક, એ પ્રમાણે તિર્યંચ, દેવતા અને મનુષ્યના બબે ભેદ અને સિદ્ધ સર્વ જીવો દશ પ્રકારે છે.-પૃથ્વી, અપ્, તેઉ, વાયુ, વનસ્પતિ, બેઈંદ્રિય, તેઈંદ્રિય, ચૌરિંદ્રિય, પંચેંદ્રિય અને ઈંદ્રિય રહિત. અથવા પ્રથમ સમય નારક, અપ્રથમ સમય નારક એ પ્રમાણે તિર્યંચ, મનુષ્ય, દેવતા અને સિદ્ધના બબે ભેદ. જીવો ચોવીશ પ્રકારે છે.-નારક ૧, અસુર કુમારાદિ દશ ભવનપતિ ૧૧, પૃથ્વીકાય વગેરે પાંચ સ્થાવર ૧૬, બેઈંદ્રિય તેઈંદ્રિય, ચૌરિંદ્રિય અને પંચેંદ્રિય તિર્યંચ ૨૦, મનુષ્ય ૨૧, વ્યંતર ૨૨, જ્યોતિષ્ક ૨૩ અને વૈમાનિક ૨૪. જીવો બત્રીશ પ્રકારે છે,-વિકલેંદ્રિય જીવોના પર્યાપ્ત અને અપર્યાપ્ત એમ ૭ ભેદ, પંચેંદ્રિયના ચાર ભેદ અને એકેંદ્રિયના બાવીશ ભેદ. વળી જીવો આઠ પ્રકારે પણ કહ્યા છે. અંડજ, પોતજ, જરાયુજ, રસજ, સંસ્વેદજ, ઉદ્ભિજ, સંમૂર્ચ્છિમ અને ઔપપાતિક.

**અર્થ**—સ્ફટિક, મણિરત્ન, પરવાળા, હિંગલો, હરતાળ, મણશિલ અને પારો; સુવર્ણ વગેરે સાત ધાતુ, ખડી, હરમજી, ધોળીમાટી, પલેવા જાતનો પાષાણ; અબરખ, તૂરી જાતનીમાટી, ખારો, માટી પાષાણની અનેક જાત, ધોળો કાળો સુરમો, મીઠું વગેરે ખાર ઈત્યાદિ પૃથ્વીકાયના ભેદો જાણવા. ૩-૪

**વિવેચન**:—હવે બે ગાથા વડે પૃથ્વીકાય જીવોના ભેદો કહે છે. પૃથ્વી છે શરીર જેનું તે પૃથ્વીકાય. સ્ફટિકરત્ન ઉપલક્ષણથી અંક રત્ન, તૈલિકરત્ન વગેરે પણ લેવા, મણિઓ તે ચંદ્રકાંત વગેરે. રત્ન તે વજ્રરત્ન (હીરા), કર્કેતન રત્ન વગેરે. અથવા સમુદ્રમાં ઉત્પન્ન થાય તે મણિ અને ખાણમાં ઉત્પન્ન થાય તે રત્ન. પરવાળા, હિંગળો (કાચો), હરતાળ, મણશિલ અને પારો એ પ્રસિદ્ધ છે. સુવર્ણ વગેરે સાત ધાતુ તે આ પ્રમાણે-સોનું, રૂપું, ત્રાંબું, જસત (તરવું), કથીર, સીસું અને લોઢું. એ ધાતુ, માટી સાથે મળેલી હોય ત્યારે પૃથ્વીકાય અને અગ્નિસંયોગે અગ્નિકાય હોય. ખડી, લાલ માટી (હરમજી), પાષાણના ટુકડા સાથે મળેલ ધોળી માટી, પલેવા જાતનો પાષાણ, પાંચ રંગનો અબરખ, લૂગડાંને પાશ દેવાના કામમાં વપરાય છે તે તૂરી જાતની માટી, ઉસ (ખારો), માટી અને પત્થરની અનેક જાત, ધોળો કાળો સુરમો, મીઠું, સિંધવ, બીડ લવણ, કાચ લવણ, સાજી વગેરે ક્ષાર ઈત્યાદિ પૃથ્વીકાય જીવોના ભેદો જાણવા. આદિ શબ્દે બીજા ભેદો પણ લેવા. ૩-૪

---

भौमांतरीक्षमुदकं अवश्यायः हिमं करको हरितनु महिका

**भोमंतरिक्खमुदगं, उसा हिम करग हरितणु महिया**

ભોંયમાંથી નીકળતું, આ } ઝાકળ, હિમ, કરા, વનસ્પતિ } ધૂમસ
કાશમાંથી પડતું પાણી } ઉપર જામેલ પાણીના બિંદુ }

भवन्ति घनोदध्यादयः भेदाः अनेके च अप्कायस्य

**हुंति घणोदहिमाई, भेआणेगा य आउस्स ॥५॥**

હોય છે. ઘનોદધિ વગેરે ભેદો અનેક અને અપ્કાય જીવોના

ભોમ=ભૂમિનું.
અંતરિક્ખં=આકાશનું.
ઉદગં=પાણી.
ઓસા=ઊસનું પાણી, ઝાકળ.
હિમ=હિમ, બરફ.
કરગ=કરા.
હરિતણુ=ઘાસ પ્રમુખ લીલી વનસ્પતિના અગ્ર ભાગ ઉપર જામેલાં પાણીનાં બિંદુ.
મહિઆ=વરસાદની ફરફર, ધુમરીનું પાણી.
હુંતિ=થાય છે.
ઘણોદહિમાઈ=ઘનોદધિ આદિ.
ભેઆ=ભેદો.
ણેગા=અનેક.
આઉસ્સ=અપ્કાય જીવોના.

**અર્થ**—ભોંયમાંથી નીકળતું પાણી, આકાશમાંથી પડતું પાણી, ઝાકળનું પાણી, હિમનું પાણી, કરાનું પાણી, લીલી વનસ્પતિ ઉપર જામેલાં પાણીનાં બિંદુ, ધુંવરીનું પાણી અને થીજયા ઘી જેવું પાણી (ઘનોદધિ) વગેરે અનેક ભેદો અપ્કાય જીવોના છે.

**વિવેચન**—હવે અપ્કાય જીવોના ભેદો કહે છે. અહીં ઉદક શબ્દ દરેક પદ સાથે જોડવો. કુવા, વાવ વગેરેનું પાણી તે ભૂમિ જળ; વરસાદનું પાણી તે અંતરીક્ષ જળ; ઝાકળનું પાણી;

શિશિર ઋતુમાં ટાઢને લીધે પાણી ઠરી જાય તે હીમ; કરાનું પાણી તે પત્થરના કકડા જેવું કઠણ પાણી વરસાદ સાથે પડે છે તે; વર્ષા અને શરદ ઋતુમાં પૃથ્વીમાં રહેલ રસના યોગે લીલી વનસ્પતિ ઉપર પાણીના ટીપાં જામી જાય છે તે હરિતણુ; ધુમસ (ધુંવરી) નું પાણી અને ઘનોદધિ તે થીજ્યા (જામેલા) ઘી જેવું કઠણ પાણી—નરક પૃથ્વી અને વિમાનના આધારભૂત અસંખ્યાત યોજન પ્રમાણ જલપિંડ છે તે. એ વગેરે અપ્કાય જીવોના અનેક ભેદો હોય છે. ૫

---

अंगारो ज्वाला मुर्मुरः उल्काशनिः कणकः विद्युदादयः

**इंगाल जाल मुम्मुर, उक्कासणि कणग विज्जुमाईया ।**

અંગારા જ્વાળા તણખા ઉલ્કાપાત, આકાશથી પડતા અગ્નિકણ | આકાશથી પડતા તારા જેવા અગ્નિકણ | વિજળી વગેરે

अग्निजीवानां भेदाः ज्ञातव्याः निपुणबुद्धया

**अगणिजियाणं भेया, नायव्वा निउणबुद्धीए ॥६॥**

અગ્નિકાય જીવોના ભેદો જાણવા. સૂક્ષ્મ બુદ્ધિવડે

ઇંગાલ=અંગારાનો અગ્નિ.
જાલ=જ્વાલાનો અગ્નિ.
મુમ્મુર=પ્રાસદ્ધિ, ભાઠો.
ઉક્કા=ઉલ્કાપાતનો અગ્નિ.
અસણિ=વજ્રનો માર મારતાં પડતો અગ્નિ.
કણગ=કણીઆનો અગ્નિ.
વિજ્જુ=વિજળી.
આઈઆ=આદિ.
અગણિ=અગ્નિકાય,
જિઆણં=જીવોના.
ભેઆ=ભેદો.
નાયવ્વા=જાણવા યોગ્ય.
નિઉણ=નિપુણ, સૂક્ષ્મ,
બુદ્ધીએ=બુદ્ધિવડે.

અર્થ—અંગારા, જ્વાળા, છૂટા અગ્નિના તણખાવાળી અગ્નિ (ભાઠાનો અગ્નિ અથવા બકરાની લીંડીનો અગ્નિ), ઉલ્કાપાત, આકાશથી જમીન ઉપર પડતા અગ્નિકણ (અશની), આકાશથી પડતા તારા જેવા અગ્નિકણ અને વિજળી વગેરે અગ્નિકાય ભેદો સૂક્ષ્મ બુદ્ધિવડે જાણવા. ૬

વિવેચન—હવે તેઉકાય જીવોના ભેદો કહે છે. જ્વાળા વિનાનો લાકડા વગેરેનો અગ્નિ તે અંગારાનો અગ્નિ, અગ્નિની શિખા તે જ્વાળા, છૂટક અગ્નિના કણીયાવાળી રાખ (ભાઠો) તે મુમ્મુર, લોકોમાં તેને છાણા (બકરાની લીંડી)નો અગ્નિ કહેવાય છે. આકાશમાં વિવિધ આકારવાળી રેખારૂપે અગ્નિ ખરતો દેખાય છે તે ઉત્પાતના કારણભૂત ઉલ્કાનો અગ્નિ. આકાશમાંથી જમીન ઉપર પડતા અગ્નિના તણખા તે અશનિ. આકાશમાં તારા જેવા કણીયારૂપે પડતો દેખાય છે તે કણગનો અગ્નિ. વિજળી વગેરે અગ્નિકાય જીવોના ભેદો સૂક્ષ્મ બુદ્ધિવડે જાણવા. આદિ શબ્દથી સૂર્યકાંત વગેરે મણિથી ઉત્પન્ન થયેલો અને વાંસના ઘસારા વગેરેથી ઉત્પન્ન થયેલો કાષ્ટ વિનાનો શુદ્ધ અગ્નિ પણ લેવો. ૬

---

उद्भ्रामक उत्कलिका मंडली महा (मुख) शुद्धगुंजवाताश्च

**उब्भामग उक्कलिया, मंडलि मह (मुह) सुद्धगुंजवायाय**

ઉદ્ભ્રામક વાયુ, ઉત્કલિકા વાયુ, મંડલી, મહા (મુખવાયુ) શુદ્ધ ગુંજવાયુ અને

घनवाततनुवातादिकाः भेदाः खलु वायुकायस्य

**घणतणुवायाईया, भेया खलु वाउकायस्स ॥ ७ ॥**

ઘનવાત તનુવાત વગેરે ભેદો નિશ્ચે વાઉકાય જીવના

**ઉબ્ભામગ**=ઉદ્‌ભ્રામક એટલે ઉંચે ભમાવે તેવો વાયુ.
**ઉક્કલિઆ**=ઉત્કલિક એટલે નીચો પડતો વાયુ.
**મંડલી**=વંટોલીઓ, મંડલિક.
**મહ**=મહાવાયુ.
**સુદ્ધ**=શુદ્ધવાયુ.
**ગુંજવાયા**=ગુંજારવ કરતો વાયુ.
**ઘણતણુવાયા**=ઘનવાયુ અને તનુવાયુ.
**આઈયા**=આદિક.
**ભેયા**=ભેદો.
**ખલુ**=નિશ્ચે.
**વાઉકાયસ્સ**=વાઉકાયના.

**અર્થ**—ઉદ્‌ભ્રામક વાયુ ( ઘાસ વગેરેને ઉંચે ભમાવે તે), ઉત્કલિકાવાયુ ( રહી રહીને વાય જેનાથી ધૂળમાં રેખા—આંકળીઓ પડે તે ), મંડળીવાયુ ( મંડળને આકારે વાય તે ), મહાવાયુ, શુદ્ધવાયુ ( ધીમે ધીમે વાય તે ), ગુંજવાયુ ( ગુંજારવ કરતો વાય તે), ઘનવાત ( થીજ્યા ઘી જેવો વાયુ ) અને તનુવાત ( તપાવેલા ઘી જેવો—પાતળો વાયુ ) ઇત્યાદિ ભેદો વાયુકાય જીવોના નિશ્ચે જાણવા. ૭

**વિવેચન**—જે ઘાસ વગેરેને ઉંચે ભમાવે અથવા બહાર રહેલ એવા પણ ઘાસ વગેરેને જે વિવક્ષિત ( અમુક ) ક્ષેત્રમાં નાંખે તે ઉદ્‌ભ્રામકવાયુ. એનું બીજું નામ સંવર્તક વાયુ જાણવું. જે રહી રહીને વાય અને જેનાવડે ધૂળમાં રેખા ( આંકળીઓ ) પડે તે ઉત્કલિકા વાયુ. જે મંડળાકારે વાય છે અર્થાત્ પાંદડા

વગેરેને મંડળાકારે ભમાવે છે તે મંડલિકવાયુ ( વંટોલીયો ). મ્હોટો વાયરો તે મહાવાયુ. મુહ પાઠ હોય ત્યાં મુખ (મોઢા ) નો વાયુ એવો અર્થ થાય છે પણ તે તો અચિત્ત હોય છે. ધીમે ધીમે વાય ( ઉત્કલિકાદિ ભેદ રહિત ) તે શુદ્ધ વાયુ. ગુંજારવ કરતો વાય તે ગુંજવાયુ. ઘનોદધિની પેઠે રત્નપ્રભાદિ નરક પૃથ્વીના અને સૌધર્માદિ દેવલોકના આધારભૂત જે વાયુ તે ઘનવાયુ અને તનવાયુ. ઘનવાયુ થીજ્યા ઘી જેવો કઠણ અને તનવાયુ તપાવેલા ઘી જેવો પાતળો હોય છે. આ બંને વાયુનો પિંડ ( ઉંચપણે વિસ્તાર ) અસંખ્યાતા યોજન છે. નરક પૃથ્વીના આધારભૂત ઘનોદધિની નીચે એ બંને રહેલા છે. ઈત્યાદિ વાયુકાય જીવોના ભેદો નિશ્ચે જાણવા. અહીં સંક્ષેપે નામ માત્ર કહ્યા છે. વિશેષ જાણવાની ઈચ્છાવાળાએ અન્ય શાસ્ત્રથી જાણવા. ૭

---

साधारणप्रत्येकाः वनस्पतिजीवाः द्विधा श्रुते भणिताः

**साहारणपत्तेया, वणस्सइजीवा दुहा सुए भणिया ।**

સાધારણ અને પ્રત્યેક,વનસ્પતિકાય જીવો,બે પ્રકારે સિદ્ધાંતમાં કહેલા છે

येषा—मनन्तानां तनुः एका साधारणाः ते तु

**जेसिं अणंताणं तणु, एगा साहारणा ते उ ॥ ८ ॥**

જે અનંતજીવોનું શરીર એક સાધારણ તેઓ તો

| | |
|---|---|
| **સાહારણ**=સાધારણ. | **જેસિં**=જેમનું. |
| **પત્તેઆ**=પ્રત્યેક. | **અણંતાણં**=અનંત જીવોનું. |
| **વણસ્સઇ**=વનસ્પતિકાય. | **તણુ**=શરીર. |
| **જીવા**=જીવો. | **એગા**=એક. |
| **દુહા**=બે પ્રકારના. | **સાહારણા**=સાધારણ. |
| **સુએ**=સિદ્ધાંતને વિષે. | **તે**=તેઓ. |
| **ભણિઆ**=કહેલા છે. | **ઉ**=તો. |

**અર્થ**—સાધારણ અને પ્રત્યેક એમ વનસ્પતિકાય જીવો બે પ્રકારે સિદ્ધાંતમાં કહેલા છે. જે અનંત જીવોનું શરીર એક હોય તે તો સાધારણ વનસ્પતિ કહેવાય. ૮

**વિવેચન**—સિદ્ધાંતને વિષે વનસ્પતિકાય જીવો બે પ્રકારે કહેલા છે—એક સાધારણ અને બીજા પ્રત્યેક. જે અનંતા વનસ્પતિકાય જીવોનું શરીર એક હોય તે સાધારણ વનસ્પતિકાય. એને નિગોદ અથવા અનંતકાય પણ કહે છે. આને માટે શ્રી **પન્નવણા** (ઉપાંગ) સૂત્રમાં કહ્યું છે કે "એક સાથે તેઓ ઉત્પન્ન થાય છે, તેઓના શરીરની ઉત્પત્તિ એક સાથે થાય છે, તેઓ એક સાથે આહાર લેછે અને શ્વાસોચ્છ્વાસ પણ એક સાથે લેછે. આહાર અને શ્વાસોચ્છ્વાસ સર્વને એક સાથે સરખી રીતે (સાધારણ) હોવાથી તે સાધારણ વનસ્પતિકાય કહેવાય છે." સાધારણ વનસ્પતિ જીવો બે પ્રકારે છે—સૂક્ષ્મ અને બાદર. સૂક્ષ્મ નિગોદનું સ્વરૂપ **સંગ્રહણી** પ્રકરણમાં આ પ્રમાણે કહ્યું છે—
'ગોળા અસંખ્યાતા છે, એક એક ગોળામાં અસંખ્યાત નિગોદ હોય અને એક નિગોદમાં અનંતા જીવો છે." હવે સિદ્ધાંત અનુસારે તેનું કાંઈક વર્ણન કરે છે—જીવો બે પ્રકારે છે—સાંવ્ય-

વહારિક અને અસાંવ્યવહારિક જે જીવો અનાદિ સૂક્ષ્મ નિગોદ થકી નીકળીને બાદરના જીવોને વિષે ઉપજે છે, તેઓ પૃથ્વીકાયાદિ વિવિધ વ્યવહારના યોગે સાંવ્યવહારિક કહેવાય છે અને જેઓ અનાદિકાળથી સૂક્ષ્મ નિગોદને વિષેજ રહેલા છે તેઓ, તેવા પ્રકારના વ્યવહારથી રહિત હોવાથી અસાંવ્યવહારિક કહેવાય છે. જેટલા જીવો સાંવ્યવહારિક રાશીમાંથી મોક્ષે જાય તેટલાજ જીવો અસાંવ્યવહારિક રાશીમાંથી નીકળીને સાંવ્યવહારિક રાશીમાં ઉપજે છે અને તે સાંવ્યવહારિક કહેવાય છે. કેટલાક સાંવ્યવહારિક જીવો વખતોવખત અસાંવ્યવહારિકમાં પણ જાય છે પણ તેઓ વ્યવહારમાં આવી ગયા છે તેથી સાંવ્યવહારિક જ ગણાય છે. સૂક્ષ્મનિગોદના જીવ જઘન્યથી અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટથી અસંખ્યાત ઉત્સર્પિણી અવસર્પિણી સુધી સૂક્ષ્મનિગોદપણે રહે. બાદરનિગોદની જઘન્ય સ્થિતિ અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ સ્થિતિ સિત્તેર કોડાકોડી સાગરોપમ જાણવી. સામાન્યથી ( ઓઘે ) નિગોદની સ્થિતિ **પંચસંગ્રહ**ને વિષે અઢી ક્ષેત્ર પુદ્ગલપરાવર્ત કહેલ છે તે સૂક્ષ્મ, બાદર, પર્યાપ્તા, અપર્યાપ્તાની વિવક્ષા રહિત જાણવી. આ સ્વકાય સ્થિતિની વિવક્ષા સાંવ્યવહારિક નિગોદ આશ્રયી જાણવી. અસાંવ્યવહારિક નિગોદની સ્થિતિ તો અનાદિ અનંત અને અનાદિ સાંત હોય છે. સાધારણ વનસ્પતિ કાય જીવોના શરીર તે નિગોદો સમજવી. ૮

---

कंदाः अंकुराः किसलयानि पनकाः शेवालं भूमिस्फोटाश्च

**कंदा: अंकुर किसलय, पणगा सेवाल भूमिफोडा य।**

કંદ, અંકુર કુંપળો પાંચવ ર્ણની ગી, શેવાળ ભૂમિફોડા અને

आर्द्रकत्रिकं गर्जरं मुस्ता वत्थूलः थेगः पल्लंकः
**अल्लयतिय गज्जर मोत्थ वत्थुला थेग पल्लंका ॥ ९ ॥**
ત્રણ જાતની } ગાજર મોથ વત્થુલ થેગ પાલખું
લીલી વસ્તુ, }

कोमलफलं च सर्व्वं गूढसिराणि सिनादिपत्राणि
**कोमलफलं च सव्वं, गूढसिराइं सिणाइपत्ताई ।**
કુણાં ફળ અને સર્વ ગુપ્ત નસવાળા શિણાદિનાં પાંદડાં
थोहरी –कुमारी—गुग्गल—गडूची—प्रमुखाश्च छिन्नरुहाः
**थोहरिकुंआरिगुग्गुलि–गलोयपमुहाइ छिन्नरुहा १०**
થોર, કુંવાર, ગુગળ, ગળોવેલી પ્રમુખ અને છેદાયાં છતાં ઉગે તે
इत्यादय अनेके भवन्ति भेदाः अनन्तकायानां
**इच्चाइणो अणेगे, हवंति भेया अणंतकायाणं ।**
ઇત્યાદિ અનેક હોય છે. ભેદો અનંતકાય જીવોના
तेषां परिज्ञानार्थं लक्षणमेतद् श्रुते भणितम्
**तेसिं परिजाणणत्थं, लक्खणमेयं सुए भणियं ॥११॥**
તેઓને જાણવા માટે લક્ષણ આ સિદ્ધાંતમાં કહેલું છે.

કંદા=કંદ.
અંકુર=અંકુર, ફણગા.
કિસલય=કુંપલો.
પણગા=પાંચ વર્ણની ફુગી.
સેવાલ=શેવાલ, લીલ.
ભૂમિફોડા=બિલાડીના ટોપ.

અલ્લયતિય=આર્દ્રકત્રિક (લીલું આદુ, લીલી હલદર અને લીલો કચૂરો ).
ગજ્જર=ગાજર.
મોત્થ=મોથ.
વત્થુલા=એ નામે શાક વિશેષ.

થેગ=ધાસુરા, થેગી.
પલ્લંકા=એ નામનું શાક.
કોમલ=કુમળા, જેમાં બીજ ન થયાં હોય તે.
ફલં=ફળ.
સવ્વં=સર્વ.
ગૂઢ=છાની.
સિરાઈં=કણસલા આદિ.
સિણાઇ=શિણાદિના
પત્તાઈં=પાંદડાં.
થોહરિ=સર્વ જાતના થોર.
કુંઆરિ=કુંવાર.
ગુગ્ગુલિ=ગુગલ.
ગલોય=ગળો, ગડુ.
પમુહા=પ્રમુખ.
ય=અને.
છિન્નરુહા=છેદ્યાં થકાં ફરી ઉગે તે.
ઇચ્ચાઇણો=ઇત્યાદિક.
અણેગે=અનેક.
હવંતિ=હોય છે.
ભેયા=ભેદો.
અણંતકાયાણં=અનંતકાયના.
તેસિં=તેમને.
પરિ=સારી રીતે, સમસ્ત પ્રકારે.
જાણણત્થં=જાણવાને અર્થે.
લક્ખણં=લક્ષણ.
એયં=આ, હવે કહીશું તે.
સુએ=સૂત્રને વિષે.
ભણિયં=કહેલું છે.

**અર્થ**—કંદ, અંકુર, કુંપળો, પાંચ રંગની ફુગી, શેવાળ, ભૂમિફોડા (બિલાડીના ટોપ), આદુ વગેરે ત્રણ (લીલી હળદર, લીલું આદું અને લીલો કચૂરો), ગાજર, મોથ, વત્થુલ (એક જાતનું શાક), થેગ અને પાલખું; સર્વ જાતિના કુણાં ફળ (જેનાં બીજ વધેલાં ન હોય તે), જેની સાંધ અથવા નસ અપ્રકટ (ગુપ્ત–છાની) હોય તે શિણાદિના પાંદડાં; થોર, કુંવાર, ગુગળ અને ગળો વેલી પ્રમુખ છેદાયાં છતાં ઉગે તે; ઈત્યાદિ અનંતકાય જીવોના અનેક ભેદો છે, તેઓને જાણવાને માટે આ (વક્ષ્યમાણ) લક્ષણ શાસ્ત્રમાં કહ્યું છે. ૯-૧૦-૧૧.

**વિવેચન**—હવે લોકપ્રસિદ્ધ કેટલાક અનંતકાય જીવોના

નામે કહે છે–ભોંયમાં થનારા વનસ્પતિના અવયવો તે કંદ, સૂરણ વગેરે સર્વ જાતના લેવા. આ કંદો સુકાવાથી નિર્જીવ થાય ત્યારે તેમાં અનંતકાયપણું સંભવતું નથી તેથી લીલાં હોય તેને અનંતકાય ગણવા એમ સમજવું; આ બાબત હવે પછી જે અનંતકાયો કહેવાશે તેને માટે પણ સમજી લેવી. ઉગતી વખતે પાંદડા વગેરે અવયવ અવ્યક્ત ( બરાબર ન ઓળખાય તેવા ) હોય તે અંકુરા ( કોંટા ). ઘોષાતકી ( ),–કેરડો, વરૂણ ( ), વડ અને લીંબડો વગેરે ઝાડના નવા અંકુરા સર્વ અનંતકાય જાણવા. નવા ઉગતાં કોમળ ( કુણાં ) પાંદડાં તે કિસલય. આ માટે સંગ્રહણીને વિષે કહેલ છે કે—"સર્વ કિસલયો ઉગતી વખતે નિશ્ચે અનંતકાય હોય પછી તે વધતાં પ્રત્યેક થાય અથવા અનંતકાય પણ રહે." અર્થાત્ સાધારણ અને પ્રત્યેક બંને વનસ્પતિકાયના કિસલયો અનંતકાય હોય. પાંચ વર્ણ ( રંગ )ની ફુગી જે અનાજ, પકવાન્ન વગેરે ઉપર થાય છે તે. પાણી ઉપર જૂદા જૂદા રંગની લીલ થાય છે તે શેવાલ. વર્ષાઋતુમાં છત્રના આકારે થાય છે જે લોકમાં બિલાડીના ટોપ કહેવાય છે તે ભૂમિફોડા. લીલી હળદર, લીલું આદુ અને લીલો કચુરો ( તીખો હોય છે ) એ આર્દ્રકત્રિક. ગાજર. મોથ એ ડુક્કરને પ્રિય હોય છે, તેના લીલાં કંદ. વત્થુલ એ એક જાતનું શાક છે. ગ એ એક જાતનું કંદ છે તેનો પોંક થાય છે. પલ્યંક એ એક જાતનું શાક છે, લોકમાં તેને પાલખું કહે છે. જેમાં બીજ ( ઠળીયા ) થયાં ન હોય તેવા સર્વ જાતિનાં કુમળાં ફળો. જેનાં પાંદડાંની સાંધો- નસો પ્રકટ ન દેખાતાં હોય તે

શિણુાદિના પાંદડાં, અહીં શિણુ શબ્દે ક્ષારભૂમિમાં થતું પીલુનું ઝાડ ( પીલુડી ) કોઇ દેશમાં કહેવાય છે. કાંટાળો, ખોરાસાણી, ડાંડલીયો વગેરે સર્વ જાતિના થોર. જેનાં પાંદડાં જાડી પરનાળ જેવાં લાંબાં હોય તે **કુમારી**, લોકોમાં તેને કુંવારના લાબરાં કહે છે. ગુગળનું વૃક્ષ; ગળો એ એક જાતની વેલ થાય છે, તે જ્વરાદિ રોગમાં ઔષધરૂપે વપરાય છે. ઉપર જણાવેલ થોર, કુંવાર, ગુગળ અને ગળો પ્રમુખ સાધારણ વનસ્પતિકાય છિન્નરૂહ ( છેદાયાં છતાં ફરી ઉગે તેવા ) જાણવા. અનંતકાયના મુખ્ય બત્રીશ ભેદ કહેવાય છે પણ અહીં સૂચના માત્રે થોડા દર્શાવ્યા છે માટે વિશેષાર્થીએ અન્ય ગ્રંથથી જાણી લેવા. ઉપર જણાવેલા અનંતકાય શિવાય બીજાં પણ વાંસકારેલા ( નવા વાંસના અવયવ કારેલા કહેવાય છે ), લવણ વૃક્ષની છાલ; અમૃત વેલ, કુણી આંબલી, ગરમર, વજ્રકંદ, શતાવરી વેલ, લસણ, લવણુક ( આ વનસ્પતિને બાળવાથી સાજીખાર થાય છે ), મૂળા, અંકૂરા ફૂટ્યા હોય તેવા કઠોળ તથા ધાન્ય અને બટાટા એ વગેરે અનંતકાય છે તે મનુષ્યોએ યત્નવડે ત્યાગ કરવા યોગ્ય છે. તે ખાવા કે વાપરવાથી અનંત જીવોનો ઘાત થાય માટે કોઈ પણ રીતે તેઓની વિરાધના થવી ન જોઇએ. ૯—૧૦

પ્રથમની બે ગાથામાં અનંતકાય જીવોનાં નામો દર્શાવ્યાં તે વગેરે અનંતકાય જીવોના અનેક ભેદો હોય છે. આર્ય દેશમાં પ્રસિદ્ધ હોવાથી અને લોકોના ઉપયોગમાં આવે તેવા મુખ્ય બત્રીશ પ્રકાર હોવાથી સિદ્ધાંતમાં અનંતકાય બત્રીશ કહ્યા છે. તે શિવાયના બીજા અપ્રસિદ્ધ અને અનુપયોગી

હોવાથી તેને ગણતરીમાં લીધા નથી, તેથી તેને બરાબર જાણવાને માટે આ હવે કહીશું તે લક્ષણ સૂત્રને વિષે કહેલું છે. ૧૧.

---

गूढशिरासन्धिपर्व समभंगमहीरुकं च छिन्नरुहं

**गूढसिरसंधिपव्वं, समभंगमहीरुगं* च छिन्नरुहं ।**

જેનાં નસ સંધિ અને ગાંઠો ગુપ્ત હોય તે | ભાંગવાથી જેના સરખા ભાગ થાય | તાંતણા રહિત | અને, છેદાયાં છતાં ઉગે

साधारणं शरीरं तद्विपरीतं च प्रत्येकम्

**साहारणं सरीरं, तव्विवरियं च पत्तेयं ॥ १२ ॥**

સાધારણ વનસ્પતિનું | શરીર તેથી વિપરીત અને પ્રત્યેક વનસ્પતિનું

ગૂઢ=છાની.
સિર=કણસલાં, નસ.
સંધિ=સાંધા.
પવ્વં=ગાંઠા.
સમભંગં=ભાંગ્યાથી જેનાં સરખાં બે ફાડીયાં થઈ શકતા હોય.
અહીરુગં=તાંતણા વિનાનું.
છિન્નરુહં=છેદાયા છતાં ફરીને ઉગે તે
તવ્વિવરિઅં=તે થકી વિપરીત લક્ષણવાળી.
પત્તેયં=પ્રત્યેક વનસ્પતિકાય

**અર્થ**—જેનાં ( પાંદડાં અને નાલના ) નસ, સાંધ અને ગાંઠો ગુપ્ત હોય, જેના ( પાંદડાં વગેરે ) ભાંગવાથી સરખા ભાગ થાય, જેને છેદાતાં વચ્ચે તાંતણા ન હોય અને જે છેદાયા છતાં ઉગે તે સાધારણ વનસ્પતિનું શરીર જાણવું અને તેથી વિપરીત તે પ્રત્યેક વનસ્પતિકાયનું શરીર જાણવું. ૧૨

---

* ० हिरगं इति पाटान्तरम्

**વિવેચન**—અનંતકાય જીવોને ઓળખવાને તેનું લક્ષણ બતાવે છે-જે વૃક્ષનાં પાંદડાં, મૂળ, થડ અને શાખા વગેરેના કણુસલાં, સાંધા ( નસો ) અને ગાંઠો પ્રકટપણે જણાય તેવાં ન હોય તે. જેનાં પાંદડા વગેરે ભાંગવાથી સરખો ભંગ ( ફાંડીયાં ) થાય તે સમભંગ. જેને છેદવાથી વચ્ચે તાંતણા ન રહે તે અહિરક. જેના છેદાયેલા કકડા સૂકાઈ જવા આવ્યા હોય છતાં પણ માટી પાણી વગેરેની સામગ્રી પામવાથી ગળો વગેરેની જેમ ફરી ઉગે તે છિન્નરૂહ. એ પૂર્વોક્ત લક્ષણ જેમાં હોય તેને સાધારણવનસ્પતિનું શરીર જાણવું અને તેનાથી વિપરીત લક્ષણ હોય તેને પ્રત્યેક વનસ્પતિનું શરીર જાણવું. વળી આકને ભાંગવાથી જેમ ચુરેચુરા ( ભૂકો ) થઈ જાય છે તેવી રીતે જેની ગાઠ ભાંગતાં બરડ હોય તે વનસ્પતિ અનંતકાય જાણવી. ૧૨.

---

एकस्मिन शरीरे एको जीवो येषां तु ते च प्रत्येकाः

**एग सरीरे एगो, जीवो जेसिं तु ते य पत्तेया ।**

એક શરીરમાં એક જીવ જેના નિશ્ચે તે પ્રત્યેક વનસ્પતિ

फलपुष्पछल्लिकाष्ठानि मूलपत्राणि बीजानि

**फलफुलछल्लिकट्ठा, मूलगपत्ताणि* बीयाणि ॥ १३ ॥**

ફળ ફુલ છાલ લાકડાં મૂળ પાંદડાં બીજ

---

*विभक्तिव्यत्ययात् सप्तमिस्थाने प्रथमा.

એગ=એક.
સરીરે=શરીરને વિષે.
એગો=એક.
જીવો=જીવ.
જેસિં=જે (વનસ્પતિ)ને.
તુ=જ, નિશ્ચે.
તે=તે.
પત્તેયા=પ્રત્યેક (વનસ્પતિકાય).
ફલ=ફળ.
ફૂલ=ફૂલ.
છલ્લિ=છાલ;
કટ્ઠા=કાષ્ઠ, લાકડું.
મૂલગ=મૂળ.
પત્તાણિ=પાંદડાં.
બીયાણિ=બીજ.

**અર્થ**—જે (વૃક્ષ) ના એક શરીરમાં એક જીવ હોય તે જ પ્રત્યેક વનસ્પતિ કહેવાય છે. ફળ, ફુલ, છાલ, લાકડાં, મૂળ, પાંદડાં અને બીજ (એ સાત પ્રકારે પ્રત્યેક વનસ્પતિકાય જીવો હોય). ૧૩

**વિવેચન**—જે વનસ્પતિઓના એક શરીરને વિષે એક જીવ હોય તેજ પ્રત્યેક વનસ્પતિ કહેવાય છે. આ સામાન્ય લક્ષણ જાણવું, વિશેષ લક્ષણ કહે છે. જે વનસ્પતિનાં સાત સ્થાનોને વિષે જૂદા જૂદા જીવો હોય તે પ્રત્યેક વનસ્પતિ જાણવી. તે સ્થાનો આ પ્રમાણે-ફળ, ફુલ, છાલ કાષ્ઠ (લાકડું) મૂળ, પાંદડા અને બીજ આ સાતે સ્થાને જુદો જુદો જીવ હોય છે. તેમાં ફળ અને બીજને વિષે બીજા પાંચ સ્થાનનું અંતર્ગતપણું હોવાથી તે પાંચની ઉત્પતિ ફળ અને બીજને અનુસરતી હોય છે. તથા એ સાતે સ્થાનને વિષે એક જીવપણું પણ છે અર્થાત્ સમગ્ર વૃક્ષનો એક જીવ જુદો હોય છે પ્રત્યેક વનસ્પતિકાય બાર પ્રકારે છે.-વૃક્ષ (આંબા વગેરે), ગુચ્છ (વૃંતાકી, કપાસ, તુલસી વગેરેના છોડ), ગુલ્મ (કોરંટ,

નગોડ, મોગરો વગેરે ફુલ ઝાડ ), લતા ( પુન્નાગ, અશોક, ચંપક, અતિમુક્ત અને મચકુંદ વગેરે વૃક્ષના આશ્રય વિનાના પુષ્પના વેલા ), વલ્લિ ( કોળું, કાલિંગડું, કાકડી, તુંબડી વગેરેની પ્રસરેલી વેલો ), પર્વગા ( જેની ગાંઠ વાવવાથી ઉગે તે શેરડી, સુગંધીવાળો, શેવંતી વગેરે ), તૃણ ( ડાભ, ધરો વગેરે ઘાસ ), વલય ( કેવડો, કેળ, સોપારી, નાળીયેર, ખજુર, તમાલ વૃક્ષ વગેરે ), હરિત ( શાકભાજી ), ઔષધિ ( ડાંગર, ઘઉં, જવ વગેરે ધાન્ય ), જલરૂહ ( કમલ, શેવાલ વગેરે પાણીમાં થનારા ), કુહુણા ( બીલાડીના ટોપ વગેરે ભૂમિસ્ફોટ ). એ બાર પ્રકારના પ્રત્યેક વનસ્પતિના મૂળ, સ્કંધ, થડ, છાલ, શાખા અને પ્રવાલ વગેરેમાં અસંખ્યાત પ્રત્યેક જીવો હોય છે, દરેક પત્ર અને દરેક પુષ્પોમાં એકએક જીવો હોય છે. વૃક્ષનો એક જીવ તો વનસ્પતિના સંપૂર્ણ અવયવોમાં વ્યાપી રહેલો છે. અને તે વૃક્ષના મૂળ, કંદ, નાળ, છાલ, શાખા, પ્રવાલ, પુષ્પ, પત્ર, ફળ અને બીજરૂપ અવયવોમાં બીજા જીવો ઉત્પન્ન થાય છે. તે જીવો વૃક્ષ યોનિવાળા છે અને વૃક્ષની સાથે સંક્રમેલા છે એટલે વૃક્ષનું મૂળ ભોયમાં ચોંટેલું હોય છે તેને આશ્રીને કંદ રહે છે અને તેને ચોંટીને નાળ રહેલ છે એ રીતે બીજપર્યંત બધા પરસ્પર જોડાયેલ છે. તેથી કરીને જ્યાં સુધી પુષ્પ ઉપર ફળ આવે અને ફળમાં બીજ ઉત્પન્ન થાય ત્યાં સુધી તેઓ સઘળા સાથે જ પૃથ્વીમાં રહેલા રસનો આહાર કરે છે. શ્રાવણ આદિ ચાર માસમાં જળ ઘણું હોવાથી વૃક્ષો ઘણો આહાર કરે છે. તે પછી શરદ અને હેમંત ઋતુમાં થોડો થોડો આહાર કરે છે તે છેક વસંતઋતુ સુધી થોડો આહાર કરે છે ગ્રીષ્મમાં મિતાહારી હોય છે. ગ્રીષ્મમાં

વૃક્ષો પત્ર, પુષ્પ અને ફળોવડે જે મનોહર દેખાય છે તેનું કારણ એકે તેનાં ઉજ્જ્વળયોનિવાળા જીવો વધારે ઉપજે છે. ઈત્યાદિ વિશેષ વિસ્તાર લોકપ્રકાશ આદિ ગ્રંથોથી જાણવો.

સાધારણ વનસ્પતિકાય જીવો છ પ્રકારે હોય છે તે આ પ્રમાણે—અગ્રબીજ ( કોરિંટક નાગવલ્લિ વગેરે જેના અગ્રભાગ વાવવાથી ઉગે તે ). મૂળ બીજ ( જેના મૂળ વાવવાથી ઉગે તે ઉત્પલકંદ, કેળ વગેરે ) સ્કંધ બીજ ( જેની ડાળી વાવવાથી ઉગે તે શલ્લકી, અરણી વગેરે ), પર્વ બીજ ( જેની ગાંઠ વાવવાથી ઉગે તે શેરડી, વાંસ, નેતર વગેરે ), બીજ રૂહ ( જેના બીજ વાવવાથી ઉગે તે ડાંગર વગેરે ધાન્ય ) અને સંમૂર્છન જ ( વાવ્યા વિના ઉગે તે સિંગોડાં વગેરે ). સાધારણ કે પ્રત્યેક દરેક વનસ્પતિ ઉગતી વખત સાધારણ હોય અને પછી સાધારણ યા તો પ્રત્યેક રૂપે થાય છે તે અપેક્ષાએ કેટલાક પ્રત્યેક વનસ્પતિના નામો પણ આમાં બતાવ્યા છે. ૧૩

---

प्रत्येकतरुं मुक्त्वा पंचापि पृथिव्यादयः सकललोके

**पत्तेयतरुं मुत्तुं, पंचवि पुढवाईणो सयललोए ।**

પ્રત્યેક વૃક્ષ વર્જીને પાંચે પૃથ્વીકાય વગેરે સમગ્ર લોકને વિષે

सूक्ष्माः भवन्ति नियमात् अन्तमुहूर्त्तायुषः अदृश्याः

**सुहुमा हवंति नियमा, अंतमुहुत्ताउ अद्दिस्सा ॥१४॥**

સૂક્ષ્મ હોય છે. નિશ્ચે અંતર્મુહૂર્ત્તના આયુષ્યવાળા અદૃશ્ય

**પત્તેય તરું**=પ્રત્યેક વનસ્પતિકાયને.
**મુત્તું**=મૂકીને.
**પંચવિ**=પાંચે.
**પુઢવાઇણો**=પૃથિવ્યાદિક.
**સયલ**=સકળ.
**લોએ**=(ચૌદ રાજ) લોકને વિષે.
**સુહુમા**=સૂક્ષ્મ.
**હવંતિ**=હોય છે.
**નિયમા**=નિશ્ચયે કરી.
**અંતમુહુત્ત**=અંતર્મુહૂર્ત્તના,
**આઉ**=આયુષ્યવાળા.
**અદિસ્સા**=અદૃશ્ય (ચક્ષુએ દેખાય નહીં તેવા.)

**અર્થ**—પ્રત્યેક વૃક્ષ (વનસ્પતિકાય) ને વર્જીને પૃથ્વીકાય વગેરે પાંચે સૂક્ષ્મ એકેંદ્રિય જીવો નિશ્ચે સમગ્ર લોકને વિષે હોય છે. તે અંતર્મુહૂર્તના આયુષ્યવાળા અને અદૃશ્ય (ચર્મ ચક્ષુથી દેખી શકાય નહિ તેવા) હોય છે. ૧૪

**વિવેચન**—પ્રત્યેક વનસ્પતિ શિવાયના પૃથ્વીકાય વગેરે પાંચે (પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય અને સાધારણ વનસ્પતિકાય) પ્રકારના સૂક્ષ્મ એકેંદ્રિય જીવો ચૌદ રાજલોકને વિષે નિશ્ચે સર્વત્ર હોય છે; તે વિના ચૌદ રાજલોકમાં કોઇ પણ જગ્યા ખાલી નથી. એ સૂક્ષ્મ જીવોનું આયુષ્ય અંતર્મુહૂર્તનું (*નવ સમયથી માંડીને બે ઘડીમાં એક સમય ઓછા સુધીનો કાળ તે અંતર્મુહૂર્ત) હોય છે અને તે અદૃશ્ય હોય છે એટલે કેવળી મહારાજ તેમના જ્ઞાન રૂપ ચક્ષુથી જોઈ શકે, પરંતુ છદ્મસ્થ જીવો ચર્મચક્ષુ વડે જોઈ શકે નહિ તે અદૃશ્ય કહેવાય. અહીં સૂક્ષ્મ જીવોનું સ્થાન બતાવ્યું, તેથી બાદર જીવોનું સ્થાન આગમથી દર્શાવે છે-એકેંદ્રિય અને પંચેંદ્રિય જી-

* આયુષ્ય ઓછામાં ઓછું ૨૫૬ આવલીનું હોય. બે ઘડીની ૧૬૭૭૭૨૧૬ આવળી થાય.

વો ત્રણે લોકમાં હોય છે અને વિકલેંદ્રિય જીવો તીરછા લોકમાં હોય છે. પૃથ્વીકાય, અપ્‌કાય અને વનસ્પતિકાય બાર દેવલોક અને સાત નારકીને વિષે હોય, પૃથ્વીકાય સિદ્ધિશિલા અને સાત નારકી સુધી હોય અને બાદર તેઉકાય તીર્છાલોકના મનુષ્ય ક્ષેત્રમાં જ હોય. દેવલોકની વાવ્યોમાં મત્સ્યાદિ જલચર જીવો નથી અને ગ્રૈવેયકને વિષે વાવ્યો નથી એટલે પાણી પણ નથી. વાયુ સમગ્ર લોકમાં છે. હવે અહીં શિષ્ય શંકા કરે છે કે— " ડાભડામાં કાજળ ઠાંસીને ભરેલ હોય તેની પેઠે સૂક્ષ્મ જીવો સમગ્ર લોકમાં વ્યાપી રહ્યા છે તો મનુષ્ય વગેરેને ચાલતાં, સૂતાં, બેસતાં વગેરે ક્રિયામાં તેનો નાશ થાય. " આ શંકાનું ગુરૂ મહારાજ આ પ્રમાણે સમાધાન કરે છે કે—" તે જીવો અતિ સૂક્ષ્મ હોવાથી તલવારની ધારવડે છેદતાં કે વજ્રનો પ્રહાર કરતાં પણ તેનો નાશ થતો નથી તેમજ અગ્નિવડે બળતા પણ નથી. " જે કાર્યમાં ઉપયોગી ન હોય અને જેનો અગ્નિ, શસ્ત્રાદિથી વિનાશ ન થાય તે સૂક્ષ્મ અને જે કાર્યમાં ઉપયોગી હોય, ચર્મચક્ષુ વડે દેખાય અને શસ્ત્રાદિવડે જેનો ઘાત થાય તે બાદર.

*પૃથ્વીકાય વગેરે કેટલાક બાદર જીવો પણ જૂદા જૂદા

---

*શ્રી આચારાંગ સૂત્રને વિષે બાદર પૃથ્વીકાયના ભેદ આ પ્રમાણે કહેલ છે—પૃથ્વીકાયના મુખ્ય બે ભેદ–શ્લક્ષ્ણ ( સુંવાળી ) અને ખર ( કઠણ ). શ્લક્ષ્ણ પૃથ્વી કાળી, લીલી, લાલ, પીળી અને ધોળી એમ વર્ણના ભેદ પાંચ પ્રકારે છે અને ખર પૃથ્વીના ૩૬ ભેદ છે—માટી, કાંકરા, રેતી, પત્થર, શીલા, લવણ, ઉસ, લોઢું, ત્રાંબું, જસત, સીસું, રૂપું, સોનું, હિરા, હરતાળ, હિંગલોક, મણુશિલ, કથીર, અંજન, પરવાળા, અબરખ, ઝીણીરેતી; ગોમેદક, રૂચક, અંક, સ્ફટિક, લોહિતાક્ષ, મરકત, મસારગલ્લ, ભુજમોદક,

દેખાતા નથી પણ તેનો સમૂહ દેખી શકાય છે અને સૂક્ષ્મ જીવોના તો ગમે તેટલો સમૂહ હોય તો પણ તેઓ દેખી શકાતા નથી.

પાંચ સ્થાવર સૂક્ષ્મ છે તેમાં એક સૂક્ષ્મ વનસ્પતિકાયજ નિગોદ કહેવાય છે. બાકીના ચાર પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય એ નિગોદ નથી. વળી તે સૂક્ષ્મ વનસ્પતિકાયના જીવો જ એક શરીરમાં અનંતા હોય છે અને બાકીના ચાર સક્ષ્મ છતાં એક શરીરમાં એક જીવવાળાજ હોય છે.

એ પાંચે પ્રકારના સ્થાવર જીવોને સ્પર્શેન્દ્રિય એ એક ઇંદ્રિય હોવાથી તે એકેંદ્રિય કહેવાય છે, તેના સર્વ મળીને બાવીશ ભેદ થાય છે તે આ પ્રમાણે—પૃથ્વી, અપ્, તેઉ, વાઉ અને સાધારણ વનસ્પતિ એ પાંચ સૂક્ષ્મ અને પાંચ બાદર મળીને દશ અને પ્રત્યેક વનસ્પતિ બાદર જ હોય—સૂક્ષ્મ ન હોય તેથી તેનો એક ભેદ મળીને અગ્યાર ભેદ થયા. તે અગ્યારના દરેકના પર્યાપ્તા અને અપર્યાપ્તા એમ બબે ભેદ ગણતાં બાવીશ ભેદ થયા. પોતપોતાને યોગ્ય પર્યાપ્તિ પૂર્ણ કરે તે પર્યાપ્તા અને પૂર્ણ કર્યા પહેલાં મરે તે અપર્યાપ્તા કહેવાય. આ પર્યાપ્તિનું સ્વરૂપ નવતત્ત્વ પ્રકરણમાં કહેવામાં આવશે.[1] ૧૪.

---

ઇંદ્ર, નીલ, ચંદ્રપ્રભ, વૈડુર્ય, જલકાંત અને સૂર્યકાંત, પ્રથમના ૨૨ ભેદ સામાન્ય પૃથ્વીના છે અને ગોમેદક વગેરે ચૌદ ભેદ મણિરત્નના છે.

૧ અહીં કોઈ શંકા કરે કે પૃથ્વીકાય વગેરેમાં જીવનાં લક્ષણ જણાતાં નથી તેથી તેમાં જીવ કેમ હોઇ શકે ? તેનો ખુલાસો આ પ્રમાણે—જો કે પૃથ્વી વગેરેમાં જીવનું પ્રકટ રીતે ચિન્હ જણાતું નથી તોપણ અવ્યક્ત રીતે

शङ्खः कपर्दको गण्डोला जलौका चन्दनकालसलहकादयः
( लघुगात्री )

## संख कवड्डय गंडुल, जलोय चंदणगअलसलहगाई ।
## (लहुगाइ)

શંખ કોડા. ગંડોલા જળો અરિયા અળસીયા લાળીયા વગેરે

---

તો તેમાં ચૈતન્ય લિંગ છે. જેમ ધતુરો કે મદિરા પીવાથી તેના નિશામાં મૂર્છિત થયેલ જીવને અવ્યક્ત ચેતના હોવા છતાં પણ તેમાં જીવ હોય છે તેમ પૃથ્વી વગેરેને સજીવ માનવા. વળી શંકા થાય કે મદિરા વગેરેની મૂર્છામાં તો શ્વાસોચ્છ્વાસ વગેરે દેખાવાથી અવ્યક્તપણામાં પણ ચેતના જણાય છે પરંતુ પૃથ્વી વગેરેમાં તેમ જણાતું નથી તો તેમાં ચૈતન્ય કેમ માનવું? ઉત્તર–તમે કહો છો તે મુજબ નથી કેમકે પૃથ્વીકાયમાં પોતપોતાના આકારવાળા લવણ, પરવાળા અને પત્થર વગેરેને, હરસ (મસા) જેમ માંસ અંકુરને ઉત્પન્ન કરે છે તેની પેઠે, સમાન જાતિના અંકુરની ઉત્પત્તિ છે અર્થાત્ પત્થર અને માટી વગેરે મનુષ્ય વગેરે જીવોના શરીરની પેઠે ક્રમે ક્રમે વૃદ્ધિ પામે છે એ તેનું ચૈતન્યપણાનું ચિન્હ છે અને ઉપયોગાદિ લક્ષણ તેમાં અવ્યક્ત રીતે રહેલાં છે તેથી પૃથ્વી સચેતન છે. વળી આશંકા થાય કે પરવાળા અને પત્થર કઠણ છે તો સચેતન કેમ હોઇ શકે? ઉત્તર–જેમ મનુષ્યાદિના શરીરમાં રહેલા હાડકાં કઠણ હોવા છતાં સચેતન છે એવી રીતે જીવ સાથે રહેલું પૃથ્વીનું શરીર પણ સચેતન છે. અથવા પૃથ્વી, અપ્, તેઉ, વાયુ અને વનસ્પતિના શરીર સચેતન છે કેમકે ગળાની ગોઠડી અને શિંગડા વગેરેના સમૂહની પેઠે તેમાં છેદન ભેદનવગેરે પ્રત્યક્ષ જણાય છે અર્થાત્ છેદન, ભેદન, ઉત્ક્ષેપણ (ફેંકવું), ભોગ, સુગંધ, રસ અને સ્પર્શ એ સર્વના આશ્રયરૂપ દ્રવ્ય છે. વળી એમ પણ ન ધારવું કે પૃથ્વી વગેરેને સચેતન માનવા અયોગ્ય છે કેમકે સર્વ પુદ્ગલ દ્રવ્યને દ્રવ્યશરીર આપણે માનીએજ છીએ; તેમાં તફાવત માત્ર જીવસહિત કે જીવરહિત હોય એટલોજ છે. શસ્ત્રથી નહિ હણાયેલ પૃથ્વી વગેરે, હાથ પગ વગેરેના સમૂહની પેઠે

**मेहरकः कृमयः पूतरकाः द्वीन्द्रियाः मातृवाहिकादयः**

**मेहरि किमि पूयरगा, बेइंदिय माइवाहाई ॥ १५ ॥**

**કાષ્ઠના કીડા, કૃમિ પોરા બેઇંદ્રિય ચૂડેલ વગેરે**

---

સંઘાતવાન્ હોવાથી કદાચિત્ સચેતન છે અને તેના તેજ પાછા શસ્ત્રથી હણાવાથી અચેતન પણ હોય છે.

જેમ મૂત્ર પ્રવાહી હોવાથી તેમાં જીવ નથી તેમ અપ્કાય પ્રવાહી હોવાથી તેમાં જીવનું લક્ષણ નથી એવી શંકા કરે તેનો ખુલાસો આ પ્રમાણે- હેતુ અસિદ્ધ હોવાથી એવી શંકા કરવી તે અયોગ્ય છે. જેમ હાથીનું શરીર ગર્ભમાં ઉત્પન્ન થતી વખત કલલ ( સાત દિવસ સુધીનો જીવવાળો વીર્યનો વિકાર ) અવસ્થામાં પ્રવાહી ( જલરૂપ )હોવા છતાં સચેતન હોય છે તેમ પાણીને વિષે પણ સમજવું. તેમજ ઇંડામાં જ્યાં સુધી હાથ પગ વગેરે શરીરના અવયવ થયા નથી ત્યાં સુધી રસમાત્ર હોવા છતાં પણ તે સચેતન છે તેમ જળ પણ સચેતન જાણવું. જેમ હાથીના શરીરના કારણરૂપ કલલ શસ્ત્રથી અનુપહત છતે દ્રવ્યરૂપ છે તેમ જળ પણ અનુપહત છતે દ્રવ્યરૂપ છે, માટે સચેતન છે. આ હેતુમાં વિશેષણ લગાડવાથી પ્રશ્રવણ (મૂત્ર) અને દુધ વગેરે દ્રષ્ટાંત પ્રતિવાદીએ આપ્યાં તેનો નિષેધ થયો સમજવો- કોઇ જગ્યાએ ભૂમિ ખોદવાથી સ્વાભાવિક રીતે તેમાંથી ઉત્પન્ન થતું હોવાથી દેડકાની પેઠે પાણી સચેતન છે. વાદળા વગેરેના વિકારથી સ્વતઃ પેદા થઇ પડે છે તેથી અંતરિક્ષ જળ સચેતન છે. વળી પૃથ્વીની પેઠે તેનું છેદન ભેદન વગેરે થઇ શકે છે તેથી જળ સચેતન છે. શીતકાળમાં મનુષ્યના શરીરનો જેમ ઉષ્ણ સ્પર્શ હોય છે તેમ અપ્કાયમાં પણ ઉષ્ણ સ્પર્શ હોય છે એ જીવનું લક્ષણ છે કેમકે પાણીનો સ્વાભાવિક સ્પર્શ તો શીત છે. શીતકાળમાં જ્યારે ટાઢ વધારે પડે છે ત્યારે નદી વગેરે જળાશયોમાં કોઇ ઠેકાણે ઓછી અને કોઇ ઠેકાણે વધારે ગરમી પાણીમાં જણાય છે તે ઓછા વધતા જીવનાં શરીરને લીધે સમજવી કેમકે મનુષ્યના શરીર ઘણાં ભેગા થાય તો તેના શ્વાસોચ્છ્વાસને લીધે ઘણી ગરમી અને ઓછાં ભેગા થાય તો ઓછી ગરમી હોય છે. વળી શીતકાળમાં બહુ ટાઢ પડતા

**સંખ**=શંખ.
**કવડ્ડય**=કોડીઓ.
**ગંડુલ**=ગંડોલા.
**જલોય**=જળો.
**ચંદણગ**=ચંદનક, અરિયા, અક્ષ.
**અલસ**=અલસીયાં.
**લહુગાઈ**=લાલીયા જીવ.
**મેહરિ**=મેર ( લાકડામાં થાય તે ).
**કિમિ**=કૃમિ.
**પૂઅરગા**=પૂરા
**માઇવાહાઈ**=ચૂડેલ આદિ.

---

છતાં પણ તળાવ વગેરેની પશ્ચિમ દિશાએ ઉભા રહીને તળાવ વગેરે તરફ નજર કરીએ તો પાણીમાંથી વરાળનો સમૂહ નીકળતો દેખાય છે તે પણ જીવ હેતુક છે કેમકે વરાળ ઉષ્ણસ્પર્શવાળી વસ્તુથી નીકળે છે અને ઉષ્ણ સ્પર્શવાળી વસ્તુ તે સચેતન છે. મનુષ્યના શરીરે પાણી રેડવાથી શીતકાળે જેમ વરાળ નીકળે છે તેમ જળની વરાળ માટે પણ સમજવું.

કોઈ શંકા કરે કે તેઉકાયમાં જીવ કેમ હોઈ શકે ? ઉત્તર—જેમ રાત્રે ખદ્યોત ( આગીયા જીવ ) નું શરીર જીવશક્તિના યોગે પ્રકાશવાળું છે તેમ અંગારા વગેરે પણ પ્રકાશવાળા હોવાથી સચેતન છે. તથા જેમ તાવની ગરમી જીવ પ્રયોગ વિના હોતી નથી તેમ અગ્નિમાં પણ ગરમી હોવાથી તે સચેતન છે; કેમકે મરેલા શરીરમાં તાવ કદી હોતો નથી. અહીં અન્વય વ્યતિરેકથી અગ્નિ સચેતન જાણવી; પ્રયોગ આ પ્રમાણે છે.—અંગારાદિનો પ્રકાશ પરિણામ તે જીવસંયોગથી થયેલ છે કેમકે આગીયાના દેહ પરિણામની પેઠે તે શરીરસ્થ છે. વળી અંગારાદિનું છેદન ભેદન થઈ શકે છે તેથી સચેતન છે. આત્માના સંયોગપૂર્વક શરીરસ્થ હોવાથી તાવની ગરમીની પેઠે અંગારાદિને વિષે ઉષ્ણતા છે. વળી સૂર્ય વગેરેના દ્રષ્ટાંતથી એ હેતુ અનેકાંતિક થઈ જશે એમ ન ધારવું. કેમકે સૂર્યાદિમાં જે ગરમી છે તે આત્મસંયોગ પૂર્વકજ છે. વળી પુરૂષના શરીરની પેઠે યથાયોગ્ય આહારયોગે વૃદ્ધિ પામે છે તેથી પણ અગ્નિ સચેતન છે.ઇત્યાદિ લક્ષણોવડે અગ્નિ સચેતન જાણવો.

વાયુકાય ( પવન ) ને સચેતન માનવાનું શું પ્રમાણ ? ઉત્તર—જેવી રીતે દેવોનું શરીર તેમની શક્તિના પ્રભાવે અને મનુષ્યનું શરીર અંજન

**અર્થ—શંખ, કોડા, ગંડોલા; જળો, અળસિયા, અળશીયા, લાળીયા, કાષ્ટના કીડા, કરમીયા, પોરા અને ચૂડેલ વગેરે બેઇંદ્રિય જીવો (જાણવા). ૧૫**

---

વગેરે વિદ્યામંત્રના પ્રભાવથી અદૃશ્ય થઇ જવાથી આંખે દેખાતું નથી તો પણ સચેતન છે; તેવી રીતે વાયુકાય પણ ચક્ષુવડે દેખાતા નથી તોપણ સચેતન છે. પરમાણુની પેઠે અથવા અગ્નિથી બળેલા પાષાણના ટુકડામાં રહેલા અચેતન અગ્નિની પેઠે વાયુકાયનો સૂક્ષ્મ પરિણામ હોવાથી ચક્ષુ વડે દેખાતા નથી. પ્રયોગ આ પ્રમાણે—વાયુ સચેતન છે કેમકે તે કોઇની પ્રેરણા વિનાજ તિર્યક્ અને અનિયમિત દિશાએ ગતિ કરી શકે છે. એ રીતે શસ્ત્રથી અનુપહત વાયુ સચેતન છે.

વનસ્પતિમાં જીવનાં લક્ષણ આ પ્રમાણે છે-મનુષ્યનું શરીર જેમ કોમળ, તરુણ અને વૃદ્ધ હોય છે તેમ વનસ્પતિનું શરીર પણ કોમળ, તરુણ અને વૃદ્ધ હોય છે. હાથ, પગ વગેરે અવયવો વડે જેમ મનુષ્યનું શરીર વધે છે તેમ અંકુર, કિસલય, શાખા (ડાળ) વગેરે અવયવો વડે વૃક્ષ વધે છે. મનુષ્ય વગેરે જીવોમાં જાગૃત અને નિદ્રા (ઉંઘ) ની અવસ્થા જોવામાં આવે છે તેમ પુંઆડ, આંબલી વગેરે વૃક્ષ, ચંદ્રવિકાસી તથા સૂર્યવિકાસી વગેરે કમળ અને અંબાડી વગેરેના પુષ્પમાં નિદ્રા તથા જાગૃત અવસ્થા દેખાય છે. લોભ, હર્ષ, લજ્જા, ભય, મૈથુન, ક્રોધ, માન, માયા, આહાર અને ઓઘ એ સંજ્ઞાઓ વગેરેના વિકાર મનુષ્યની જેમ વૃક્ષોમાં દેખાય છે. જેમકે ધોળા આકડા અને ખાખરાનું ઝાડ તેની નીચે ભોંયમાં રહેલ નિધાનને પોતાના મૂળવડે ઢાંકી દે છે એ લોભ સંજ્ઞાનો વિકાર સમજવો. વર્ષાઋતુમાં મેઘની ગર્જના સાંભળીને શીતળવાયુના સ્પર્શે કરી ઘણી ખરી વનસ્પતિના અંકુર ઉત્પન્ન થાય છે તે હર્ષનો વિકાર જાણવો. લજ્જાળુ વેલ મનુષ્યના હાથ વગેરે અવયવના સ્પર્શે સંકોચાઇ જાય છે તે લજ્જા અને ભયનો વિકાર સમજવો. અશોક વૃક્ષ, બકુલ વૃક્ષ, કુરુબક અને તિલકવૃક્ષ વગેરે અલંકાર ધારણ કરેલ નવયૌવન સ્ત્રીના પગની પાનીના પ્રહારથી,

**વિવેચન**—દક્ષિણાવર્ત્ત વગેરે મોટા શંખ અને નાના શંખલા; કોડા અને કોડીઓ; પેટમાં મોટા કરમીયા થાય છે તે ગંડોલા; શુંબડા વગેરે શરીરના સડેલા ભાગનું પરૂ અને બગડેલ લોહી ચુસી લેવા માટે મૂકવામાં આવે છે તે જળો; શાસ્ત્રમાં જેને અક્ષ કહે છે અને જે નિર્જીવ થયાથી સ્થાપના-

---

તેના મુખનું તાંબુલ છાંટવાથી, તેના સસ્નેહ આલિંગનથી અને તેના હાવ ભાવ વાળા કટાક્ષ વડે તત્કાળ ફળે છે, એ મૈથુન સંજ્ઞાનો વિકાર સમજવો. કોકનદ વૃક્ષનું મૂળ મનુષ્યનો પગ લાગ્યાથી હુંકારા કરે છે એ ક્રોધનો ભાવ જાણવો. રૂદંતીવેલ 'હું છતાં લોકો કેમ દુઃખી થાય છે? એવા અહં-કાર વડે નિરંતર રૂદન કરે છે એ માનનો ભાવ સમજવો; એ વેલથી સુવર્ણસિદ્ધિ બને છે. પ્રાયઃ સઘળી જાતની વેલ પોતાના ફળોને પાદડાંવડે ઢાંકી દે છે એ માયાનો ભાવ જાણવો. ભોંય અને પાણી વગેરે આહારના યોગે વૃક્ષો વધે છે અને તે વિના સુકાઇ જાય છે, નાગરવેલી પ્રમુખને છાણ અને દુધ વગેરેના દોહલા ઉપજે છે તે પૂર્ણ થાય તોજ પત્ર, ફળ, ફુલ, અને રસ વગેરેની વૃદ્ધિ થાય છે એ આહાર સંજ્ઞા જાણવી. વેલાઓ ગમે ત્યાં ઉગ્યા હોય પણ વાડ વગેરે તરફજ વધીને તે ઉપર ચડે છે અન્યત્ર જતા નથી એ ઓઘ સંજ્ઞા જાણવી. પાંડુરોગ, ઉદર વૃદ્ધિ, સોજા અને ક્ષય પ્રમુખ રોગવડે જેમ મનુષ્યનું શરીર વિકારને પામે છે અને રસાયન તથા સ્નિગ્ધ રસ વગેરેના યોગે વિશિષ્ટ કાંતિવાળું થાય છે તેમ વનસ્પતિનું શરીર તેવા પ્રકારના રોગથી ફુલ, પત્ર, ફળ અને ચામડીના વિકારને પામે છે અને વિશિષ્ટ ખાતર વગેરે પૂરવારૂપ દોહલા પૂર્ણ કરવાથી સુંદર ફુલ ફળ વગેરે ઉત્પન્ન કરે છે. વળી મનુષ્યની પેઠે તેનું આયુષ્ય પણ નિયત હોય છે. વળી મનુષ્યની પેઠે ઇષ્ટ આહારથી પુષ્ટ અને અનિષ્ટ આહારથી અપુષ્ટ બને છે. એ રીતે શ્રી આચારાંગ સૂત્રના પહેલા અધ્યયનના પાંચમા ઉદ્દેશામાં અનેક યુક્તિ પૂર્વક વનસ્પતિમાં જીવપણું સિદ્ધ કરેલું છે.

ચાર્ય તરિકે રાખવામાં આવે છે તે ચંદનક [અરિયાં]; અશ્લેષા નક્ષત્રમાં વર્ષાદ થવાથી ભોંયમાં સર્પના આકારે થાય છે, જેને ભૂનાગ [ પૃથ્વીના સર્પ ] કહે છે તે અળસીયાં; રોટલી ચોખા દાળ શાક પ્રમુખ રાંધેલ અન્ન વાસી રહેવાથી તેમાં લાળ રૂપે ઉત્પન્ન થાય છે તે લાળીયા; કાષ્ટમાં કીડા પડે છે તે મેહર [ ઘુણ ]; પેટમાં નાના નાના જીવો થાય છે તે અથવા ગુદા પાસે હરસ [ મસા ] માં થાય છે [ જેનાથી ખરજ આવે છે] તે અથવા સ્ત્રીની યોનિમાં ઉત્પન્ન થાય છે તે કૃમિ; લાલ રંગના અને કાળા મોઢાંવાળા જે જીવો પાણીમાં થાય છે તે પૂરા; માતૃવાહ તે ચુડેલ એ વગેરે બેઇંદ્રિય જીવો જાણવા. અહીં બંને પદને છેડે આદિપદ લીધેલ છે તેથી છીપ અને વાળા [ જે મનુષ્યના હાથ પગ વગેરે અંગોને વિષે તંતુ જેવા ઉત્પન્ન થાય છે તે ] વગેરે જીવો કહેવામાં આવ્યા નથી તે પણ લેવા અને જળમાં ઉપજેલા અને સ્થળમાં ઉપજેલા એમ બન્ને પ્રકારના લેવા. આ જીવોને સ્પર્શનેંદ્રિય [ શરીર–ચામડી ] અને રસનેંદ્રિય [ મુખ–જીભ ] એ બે ઇંદ્રિયો હોવાથી બેઇંદ્રિય કહેવાય છે. ૧૫.

---

गुल्मिः मत्कुणयूके पिपीलिका उपदेहिका च मत्कोटकाः

**गोमी मंकणजूआ, पिपीलि उद्देहिया य मक्कोडा ।**

કાનખજૂરા માંકડ જૂ કીડી ઉધેઈ અને મકોડા

इल्लिका घृतेल्लिकाः सावाः गोकीटकजातयः

**इल्लिय घयमिल्लीउ, सावय गोकीडजाईउ ॥ १६ ॥**

ઇયળ ધીમેલો સાવાં ગીંગોડાની જાતિઓ

मर्दभकचौरकीटाः गोमयकीटाश्च धान्यकीटाश्च

**गद्दहयचोरकीडा, गोमयकीडा य धन्नकीडा य;**

ગદ્ધૈયાં વિષ્ટાના કીડા છાણના કીડા અને ધનેડાં અને

कुन्थुः गोपालिका ईलिका त्रीन्द्रिया इन्द्रगोपादयः

**कुंथु गुवालिय इलिया, तेइंदिय इंदगोवाई ॥१७॥**

કુંથુઆ ગોપાલિક ઇયલ તેઇંદ્રિય જીવો મમોલા વગેરે

**ગોમી**=કાનખજૂરા.
**મંકણ**=માંકડ.
**જૂઆ**=જૂકા.
**પિપીલિ**=કીડી.
**ઉદ્દેહિયા**=ઉધેઇ.
**મક્કોડા**=મંકોડા.
**ઇલ્લિય**=ઇયલ.
**ઘયમિલ્લીઓ**=ધીમેલ.
**સાવય**=સાવાં.
**ગોકીડ**=ગીંગોડાની,
**જાઇઓ**=જાતિઓ.

**ગદ્દહય**=ઉત્તિંગા, ગદ્ધૈયાં.
**ચોરકીડા**=વિષ્ટાના કીડા.
**ગોમયકીડા**=છાણના કીડા.
**ધન્નકીડા**=ધાન્યના કીડા.
**ય**=વળી.
**કુંથુ**=કુંથુઆ.
**ગુવાલિય**=ગોપાલિક.
**ઇલિયા**=ઇલિકા.
**તેઇંદિય**=તેઇંદ્રિય.
**ઇંદગોવાઇ**=ઇંદ્રગોપાદિ.

**અર્થ**—કાનખજૂરા, માંકડ, જૂ, કીડી, ઉધેઇ, ઇયળ, ધીમેલો, સાવાં અને ગીંગોડાની જાતિઓ; ગધૈયાં, વિષ્ટાના કીડા, છાણના કીડા, ધનેડાં, કુંથુઆ, ગોપાલિક, ઇયળ અને મમોલા વગેરે તેઇંદ્રિય જીવો જાણવા. ૧૬–૧૭

**વિવેચન**—હવે બે ગાથાવડે તેઇંદ્રિય જીવના ભેદ કહે છે.—કાનખજૂરા, માંકડ અને જૂ (માથાના વાળ અને કપડામાં ઉ-

ત્પન્ન થતી ). ઉપલક્ષણથી લીંખ પણ લેવી. રાતી કાળી નાની મોટી વગેરે સર્વ જાતની કીડીઓ. કાગળ, કપડા, ભીંત અને લાકડા વગેરેમાં પોતાને રહેવા પૂરતું ઘર બનાવીને પછી ધીમે ધીમે કાગળ વગેરેને ખાતી ખાતી આગળ વધે છે તે ઉધેઇ. અંકોડા. ઈયળ–એળ એ ધાન્યમાં ઉત્પન્ન થાય છે. ઘીમેલ એ જીવો ઘૃતમાં ઉત્પન્ન થાય છે. સાવાં એ મનુષ્યને ભવિષ્યમાં અશુભ કર્મના ઉદયે કષ્ટ પ્રાપ્ત થવાનું હોય તેની અગાઉ શરીરના વાળના મૂળમાં ઉત્પન્ન થાય છે એટલે એ ભાવિકષ્ટને સૂચવે છે; એને ચર્મયૂકા–ચામડાની જૂ કહે છે. ગીંગોડા એ શ્વાન, ગાય પ્રમુખ પશુઓના કાન વગેરે અવયવોમાં ઉત્પન્ન થાય છે અને ચામડીમાં ચોંટી રહે છે; તે સર્વ જાતના લેવા. ગધૈયાં એ ગૌશાળામાં ઉપજે છે, એનો વર્ણ શ્વેત હોય છે, એને ઉત્તિંગા કહે છે. ચોરકીડા એ વિષ્ટામાં થાય છે, તે ભોંયમાં મુખને સંક્ષેપે છે અને મોટા ગોળ છિદ્રો કરે છે. ગોમય કીડા એ છાણમાં ઉત્પન્ન થાય છે. ધનેડાં વગેરે ધાન્યના કીડા. કુંથુઆ; ગોપાલિક એ નામના જીવ અપ્રસિદ્ધ છે. ખાંડ વિગેરેમાં ઉત્પન્ન થાય તે ઈયળ. ઇંદ્રગોપ એ જીવો આષાઢ માસમાં પહેલા વર્ષાદમાં ઉપજે છે, તેનો વર્ણ રાતો હોય છે, તે માથા વિનાના હોય છે તેથી લોકમાં તેને મામણમુંડા, મેહના મામા અથવા મમોલા કહે છે. એ પ્રકારે નામથી કેટલાક તેઇંદ્રિય જીવો કહ્યા. તે સિવાય બીજા પણ ઘણા છે. આ જીવોને સ્પર્શનેંદ્રિય, રસનેંદ્રિય અને ઘ્રાણેંદ્રિય (નાસિકા) એ ત્રણ ઇંદ્રિયો હોવાથી તેઓ તેઇંદ્રિય કહેવાય છે. ૧૬-૧૭

---

**चतुरिन्द्रियाश्च वृश्चिकः ढिन्कुणा भ्रमराश्च भ्रमरिकाः तिड्डाः**

# चउरिंदिया य विछू, ढिंकुण भमरा य भमरिया तिड्डा;

ચૌરિંદ્રિ જીવો અને વીંછી બગાઈ ભમરા અને ભમરીઓ તીડ

**मक्षिका दंशा मशकाः कंसारिका कपिलडोलकादयः**

# मच्छिय डंसा मसगा, कंसारी कविलडोलाई ॥ १८ ॥

માખી ડાંસ મચ્છરો કંસારી ખડકમાંકડી વગેરે

| | |
|---|---|
| **ચઉરંદિયા**–ચૌરિંદ્રિય. | **મચ્છિય**–માખી, |
| **વિચ્છૂ**–વિંછી. | **ડંસા**–ડાંસ. |
| **ઢિંકુણ**–બગાઇ. | **મસગા**–મચ્છર |
| **ભમરા**–ભ્રમર. | **કંસારી**–કંસારી. |
| **ભમરિયા**–ભમરી. | **કવિલ**–કરોલીયા. |
| **તિડ્ડા**–તીડ. | **ડોલાઇ**–ખડમાંકડી. |

અર્થઃ—ચૌરિંદ્રિય જીવો વળી વીંછી, બગાઈ, ભમરા, ભમરીઓ, તીડ, માખી, ડાંસ, મચ્છર, કંસારી અને ખડમાંકડી વગેરે જાણવા. ૧૮

**વિવેચન**—હવે ચૌરિંદ્રય જીવોના ભેદ કહે છે—વીંછી એ એક જાતના ઝેરી જીવો છે, જેના પાછળના આંકડામાં ઝેર હોય છે. ઢિંકુણ એ જીવો લગભગ માખીના જેવા હોય છે, તે ઘોડાના તબેલા વગેરેમાં થાય છે; તેને બગાઈ કહે છે. ભમરા એ કાળા રંગના મોટા થાય છે તે અને ભમરીઓ એ પીળા વગેરે જુદા જુદા રંગની અને વિવિધ આકારવાળી હોય છે. તીડ એ વર્ષા ઋતુને છેડે અનાજ પાકયું હોય તે અરસામાં થાય છે અને એક સાથે સંખ્યાબંધ ઉત્પન્ન થતા હોવાથી જ્યાં પડે છે તે ક્ષેત્રનું

લગભગ સઘળું અનાજ ખાઇ જાય છે. મધમાખી વગેરે સર્વ જાતીની માખી. ડાંસ એ જીવો વર્ષા ઋતુમાં વિશેષ ઉત્પન્ન થાય છે. મચ્છર એ ડાંસ જેવા આકારવાળા હોય છે અને બધી ઋતુમાં ઉત્પન્ન થાય છે. કપિલ ડોલ એ એક જાતિના જીવ છે. તેને ખડમાંકડી કહે છે. અહીં કવિલ એટલે કરોળીયા અને ડોલ એટલે ખડમાંકડી એમ બે પદના બે જુદા અર્થ પણ કેટલાએક કરે છે. આદિ શબ્દથી ભણકુત્તિકા, પતંગ, ઢિંઢણ વગેરે જીવો લેવા. આ જીવોને સ્પર્શનેંદ્રિય, રસનેંદ્રિય, ઘ્રાણેંદ્રિય અને નેત્રેંદ્રિય (ચક્ષુ–આંખો) એ ચાર ઇંદ્રિયો હોવાથી તેઓ ચઉરિંદ્રિય કહેવાય છે.

હવે બેઇંદ્રિય વગેરે જીવોના કેટલાંક નામો અગાઉ કહી ગયા તે શિવાયના જીવોને ઓળખવાનું કંઇક લક્ષણ કહે છે–બેઇંદ્રિય જીવોને પ્રાયઃ પગ ન હોય. તેઇંદ્રિય જીવોને ચાર ઉપરાંત છ અગર તેથી વધારે પણ પગ હોય. ચૌરિંદ્રિય જીવોને છ અથવા આઠ પગ હોય. પંચેંદ્રિય જીવોને બે, ચાર અથવા આઠ પગ હોય છે; અથવા સર્પ અને મત્સ્ય વગેરેની પેઠે ન પણ હોય. અથવા મુખના બંને પડખે જેને બે વાળ હોય તે તેઇંદ્રિય. જેઓને મોઢાઉપર શિંગડાની પેઠે વાળ હોય તે ચઉરિંદ્રિય. ૧૮

---

पञ्चेन्द्रियाश्च चतुर्धा नारकास्तिर्यञ्चो मनुष्या देवाश्च

**पंचिंदिया य चउहा, नारय तिरिया मणुस्स देवा य;**

પંચેંદ્રિય જીવો વળી ચાર પ્રકારે, નારક તિર્યંચ મનુષ્ય દેવતા અને

नैरयिकाः सप्तविधा ज्ञातव्याः पृथ्वीभेदेन

**नेरइया सत्तविहा, नायव्वा पुढविभेएणं ॥ १९ ॥**

નારકો સાત પ્રકારે જાણવા. પૃથ્વીના ભેદવડે

**પંચિંદિયા**–પંચેંદ્રિય
**ચઉહા**–ચાર પ્રકારે.
**નારય**–નારકી.
**તિરિયા**–તિર્યંચ.
**મણુસ્સ**–મનુષ્ય.
**દેવા**–દેવતા.

**નેરઇયા**–નારકીના જીવ.
**સત્તવિહા**–સાત પ્રકારે.
**નાયવ્વા**–જાણવા.
**પુઢવિભેએણં**–( રત્નપ્રભાદિ ) પૃથ્વીના ભેદે કરીને.

**અર્થ**:—પંચેંદ્રિય જીવો ચાર પ્રકારે છે,–નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવતા. તેમાં નારક જીવો રત્નપ્રભા વગેરે પૃથ્વીના ભેદવડે સાત પ્રકારે જાણવા. ૧૯

**વિવેચન**—હવે પંચેંદ્રિય જીવોના ભેદ કહે છે-સ્પર્શનેંદ્રિય, રસનેંદ્રિય, ઘ્રાણેંદ્રિય, ચક્ષુરિંદ્રિય અને શ્રોત્રેંદ્રિય ( કાન ) એ પાંચ ઈંદ્રિયો જેને હોય તે પંચેંદ્રિય જીવો જાણવા. તેના મુખ્ય ચાર ભેદ છે.–ઘણાં પાપ કરનારા મનુષ્યને (ઉપલક્ષણથી તિર્યંચને પણ )તેની યોગ્યતા મુજબ બોલાવે તે **ન કાવાસ** સીમંતક વગેરે જાણવા અને તેને વિષે ઉત્પન્ન થયેલા જીવો તે નારક. એ નારક જીવો ઘમ્મા, વંશા, સેલા, અંજણા, રિટ્ઠા, મઘા અને માઘવતી એ સાત નરક પૃથ્વીને વિષે ઉત્પન્ન થાય છે માટે તે સાત પ્રકારના ગણાય છે. અર્થને અનુસારે તેનાં સાત નામ (ગોત્ર) આ પ્રમાણે છે—રત્નપ્રભા, શર્કરાપ્રભા, વાલુકાપ્રભા પંકપ્રભા, ધૂમપ્રભા, તમઃપ્રભા અને તમસ્તમઃપ્રભા. રત્નરૂપ સ્વ-

ભાવ છે જેનો અથવા જેમાં રત્નો ઘણાં છે તે રત્નપ્રભા. અહીં રત્નની બહુલતા કહી તે પ્રથમ ખર(કઠણ)કાંડ સંબંધી જાણવી. એ રત્નપ્રભા નરક પૃથ્વીનું દળ જાડપણે (ઉંચપણે)૧૮૦૦૦૦ યોજન છે તેમાં ૧૬૦૦૦ યોજનનો પહેલો ખર કાંડ (વિભાગ), ૮૪૦૦૦ યોજનનો બીજો પંકબહુલ (કાદવ ઘણો હોય તે)કાંડ અને ૮૦૦૦૦ યોજનનો ત્રીજો જલબહુલ કાંડ છે. જેમાં શર્કરા (પત્થરના કાંકરા)ઘણા હોય તે શર્કરાપ્રભા. જેમાં રેતી ઘણી હોય તે વાલુકાપ્રભા. જેમાં કાદવ ઘણો હોય તે પંકપ્રભા. જેમાં ધૂમાડો ઘણો હોય તે ધૂમપ્રભા. જેમાં અંધકાર ઘણો હોય તે તમઃપ્રભા. જેમાં અત્યંત ગાઢ અંધકાર હોય તે તમસ્તમઃપ્રભા. શર્કરાપ્રભા વગેરે છએ નરકો પણ પૃથ્વી સ્વરૂપ છે એટલે તેમાં રત્નપ્રભાની પેઠે જુદા જુદા કાંડ નથી પણ માટીમય છે. એ સાતે નરક પૃથ્વી છત્રાતિછત્ર સંસ્થાને છે એટલે એક નાનું છત્ર ઉંધું હોય તેની નીચે તે કરતાં મોટું છત્ર હોય, તેની નીચે તે કરતાં પણ મોટું છત્ર હોય, એમ નીચે નીચે મ્હોટા વિસ્તારવાળા ઉપરા ઉપર સાત છત્ર ઉંધા મૂક્યા હોય તેવે આકારે છે. ૧. વાંકા ચાલે અથવા પોતાના કર્મવશે સર્વ ગતિમાં જાય-ઉત્પન્ન થાય તે તિર્યંચ ૨. વસ્તુતત્ત્વને સમસ્ત પ્રકારે એકત્ર કરે-નિશ્ચય કરે તે નર-મનુષ્ય ૩. સારી રીતે શોભે અથવા વિશિષ્ઠ ઐશ્વર્યને ભોગવે અથવા ભક્ત જનના વાંચ્છિતને સારી રીતે આપે તે સુર-દેવતા. એ ચારના પેટા ભેદ હવે કહે છે. પૂર્વોક્ત સાત નરક પૃથ્વીમાં ઉત્પન્ન થનારા નારક જીવોના સાત ભેદ છે, તે સાત પર્યાપ્તા અને સાત અપર્યાપ્તા એમ ચૌદ ભેદ નારક જીવોના જાણવા. ૧૯

---

जलचरस्थलचरखेचराः त्रिविधाः पञ्चेन्द्रियाः तिर्यञ्चश्च

**जलयरथलयरखयरा, तिविहा पंचिंदिया तिरिक्खा य;**

જળચર સ્થલચર ખેચર ત્રણ પ્રકારે પંચેંદ્રિય તિર્યંચો અને

शिशुमारा मत्स्याः कच्छपा ग्राहा मकराश्च जलचराः

**सुसुमार मच्छ कच्छव, गाहा मगरा य जलचारी ॥२०॥**

પાડા જેવા મત્સ્ય | માછલાં કાચબા જળતંતુ મગર અને જળચર જીવો

| | |
|---|---|
| **જલયર**–જલચર. | **સુસુમાર**–શિશુમાર, પાડા જેવા મચ્છ. |
| **થલયર**–સ્થલચર. | **મચ્છ**–માછલાં. |
| **ખયરા**–ખેચર. | **કચ્છવ**–કાચબા. |
| **તિવિહા**–ત્રણ પ્રકારના. | **ગાહા**–ઝૂડ. |
| **પંચિંદિયા**–પંચેંદ્રિય. | **મગર**–મગર. |
| **તિરિક્ખા**–તિર્યંચ. | **જલચારી**–જળચર જીવ. |

**અર્થ**:—જળચર, સ્થળચર અને ખેચર એમ પંચેંદ્રિય તિર્યંચો ત્રણ પ્રકારે જાણવા. પાડાના આકારવાળા મત્સ્ય, માછલાં, કાચબા, જળતંતુ ( ઝૂડ ) અને મગર એ જળચર જીવો જાણવા.૨૦

**વિશેષ**:—હવે પંચેંદ્રિય તિર્યંચના ભેદ કહે છે.–પંચેંદ્રિય તિર્યંચના ત્રણ ભેદ છે. જે પાણીમાં ચાલે તે **જળચર** એટલે પાણીમાં રહે તો જ જીવે અને પાણીના અભાવે નાશ પામે ૧, સ્થળ–ભોંય ઉપર ચાલે તે **સ્થળચર** ૨, અને આકાશને વિષે ચાલે તે **ખેચર**–ખચર ( પક્ષી ) ૩. હવે જળચર જીવોનાં કેટલાક નામો કહે છે. પાડાના જેવા મત્સ્ય તે શિશુમાર. મત્સ્ય

શબ્દે સર્વ જાતિનાં માછલાં લેવા. આ માછલાંનો આકાર વિવિધ પ્રકારનો હોય છે. આવશ્યક વૃહદ્‌વૃત્તિમાં કહ્યું છે કે–" વલયનો આકાર વર્જીને બાકીના સર્વ આકારના ( સંસ્થાનવાળા ) મત્સ્યો હોય છે. સ્વયંભૂરમણ સમુદ્રને વિષે પ્રતિમાના આકારવાળા મત્સ્યને જોઈને ઉપદેશ વિના પણ કેટલાએક તિર્યંચોને સામાયિકને આવરણ કરનારાં કર્મના ક્ષયોપશમ વડે ક્ષયોપશમ લબ્ધિ થાય છે અને તેથી તેઓ સમ્યકત્વ, શ્રુતસામાયિક અને દેશવિરતિ સામાયિક લબ્ધિ પ્રાપ્ત કરે છે. " કાચબા એ જીવો કુવા, વાવ અને તળાવ વગેરેમાં થાય છે. તેની ઉપલી પીઠ જાડી અને કઠણ હોવાથી ઢાલ કરવાના કામમાં આવે છે. ગ્રાહ એ જીવ તાંતણાને આકારે હોય છે. તેનું બળ પાણીમાં ઘણું હોવાથી તે હાથી જેવા પ્રાણીને પણ અંદર ઘસડી જાય છે; તેને ઝૂઠ કહે છે. મગર એટલે મ્હોટા મત્સ્ય. એ ઘણા બળવાન્ હોય છે. તે સમુદ્ર વગેરે ઉંડા પાણીવાળા જળાશયોમાં રહે છે. એ વગેરે જળચર જીવો અનેક પ્રકારે જાણવા. ૨૦

---

चतुष्पदा उरःपरिसर्पाः भुजपरिसर्पाश्च स्थलचराः त्रिविधाः

**चउपय उरपरिसप्पा,भुयपरिसप्पा य थलयरा तिविहा;**

ચતુષ્પદ ઉરઃપરિસર્પ ભુજપરિસર્પ અને સ્થળચરો ત્રણપ્રકારના

गोसर्पनकुलप्रमुखाः बोद्धव्याः ते समासेन

**गोसप्पनउलपमुहा, बोधव्वा ते समासेणं ॥ २१ ॥**

ગાય,સર્પ અને નોળીયા વગેરે જાણવા. તે સંક્ષેપથી

| | |
|---|---|
| **ચઉપય**—ચાર પગવાળા. | **ગો સપ્પ**—ગાય, સર્પ. |
| **ઉરપરિસપ્પા**—ઉર:પરિસર્પ | **નઉલ**—નોલિયા. |
| **ભુયપરિસપ્પા**—ભુજપરિસર્પ. | **પમુહા**—પ્રમુખ. |
| **થલયરા**—સ્થલચર જીવો. | **બોધવ્વા**—જાણવા. |
| **તિવિહા**—ત્રણ પ્રકારના. | **સમાસેણં**—સંક્ષેપથી. |

**અર્થ**:—ચતુષ્પદ ( ચોપગાં જનાવર ), ઉર:પરિસર્પ (પેટે ચાલનારાં ) અને ભુજપરિસર્પ ( હાથવડે ચાલનારા ) એમ સ્થળચર જીવો ત્રણ પ્રકારે જાણવા. તે સંક્ષેપથી ( અનુક્રમે ) ગાય પ્રમુખ, સર્પ પ્રમુખ અને નોળીયા પ્રમુખ જાણવા. ૨૧

**વિવેચન**—સ્થળચર જીવોના ત્રણ ભેદ છે, ૧ ચાર પગવડે જેઓ ચાલે તે ચતુષ્પદ જીવો ગાય ભેંશ, હાથી, ઘોડા, શ્વાન બીલાડાં વગેરે જાણવા. ૨ હ્રદય–પેટવડે જેઓ ચાલે તે ઉર:પરિસર્પ જીવો સર્પ અજગર વગેરે જાણવા. ૩ ભુજા–હાથવડે જેઓ ચાલે તે ભુજપરિસર્પ જીવો નોળીયા, ઉંદર, ગરોળી, ખીસકોલી, કાકીડા, ચંદનઘો, સાંઢા વગેરે જાણવા. અહીં સંક્ષેપથી ત્રણે જાતના જીવોના થોડાં નામ આપેલ છે તેથી તેના જેવા બીજા જીવો પણ સમજી લેવા. ૨૧

---

खचरा रोमजपक्षिणः चर्मजपक्षिणश्च प्रकटाश्चैव

**खयरा रोमयपक्खी, चम्मयपक्खी य पायडा चेव;**

પક્ષીઓ રૂવાંટાની પાંખવાળા ચામડાની પાંખવાળા અને પ્રકટ જ છે

नरलोकाद् बहिः समुद्गपक्षिणो विततपक्षिणः

**नरलोगाउ बाहिं, समुग्गपक्खी वियय पक्खी ॥२२॥**

મનુષ્યલોકની બહાર, મળેલ પાંખોવાળા, વિસ્તારેલ પાંખોવાળા.

| | |
|---|---|
| **ખચરા**–ખેચર જીવ. | **ચેવ**–નિશ્ચે. |
| **રોમય**–રુવાંટાંની પાંખવાળાં. | **નરલોગાઓ**–મનુષ્યલોકની. |
| **પખ્ખી**–પક્ષી. | **બાહિં**–બહાર. |
| **ચમ્મય**–ચામડાની પાંખવાળાં. | **સમુગ્ગ**–સંકોચેલી પાંખવાળાં. |
| **પાયડા**–પ્રકટ. | **વિયય**–વિસ્તારેલી પાંખવાળાં. |

**અર્થ**:—રૂવાંટાંની પાંખવાળા અને ચામડાની પાંખવાળા એમ પક્ષીઓ બે પ્રકારે છે અને તે પ્રકટ ( પ્રસિદ્ધ ) જ છે. મનુષ્ય લોકની બહાર સમુદ્ગ ( ડાભડાની પેઠે બીડાયેલી પાંખવાળા ) પક્ષી અને વિતત ( વિસ્તારેલ પાંખવાળા ) પક્ષીઓ હોય છે. ૨૨

**વિવેચન**—પક્ષીઓ બે પ્રકારના છે. રૂવાંટાંથી થયેલી પાંખો જેને હોય તે રોમજ પક્ષી–હંસ, સારસ, પોપટ, કાગડા, ચકલા વગેરે જાણવા. ૨ ચામડાથી થયેલી પાંખો જેને હોય ચર્મજ પક્ષી–વડવાગુલી, ચામાચીડીયા વગેરે જાણવાં. એ બંને જાતનાં પક્ષીઓ તેની પાંખો ઉપરથી સ્પષ્ટ ઓળખી શકાય તેવા હોવાથી નિશ્ચે લોકમાં પ્રસિદ્ધ છે. આ પક્ષીઓ મનુષ્યલોકમાં થાય છે. મનુષ્ય લોકની બહાર પણ બે જાતનાં પક્ષીઓ થાય છે તે આ પ્રમાણે–૧ ડાભડાની પેઠે સંપુટરૂપ મળેલી પાંખો જેને છે તે **સમુદ્ગક** પક્ષી. ૨ વિસ્તાર પામેલી પાંખો જેને છે તે **વિતત**પક્ષી. ઉડતી વખતે અને બેસતી વખતે પહેલાની પાંખો સદા બીડાયેલ રહે છે ત્યારે બીજી જાતના પક્ષીની પાંખો સદા વિસ્તૃત રહે છે. આ બંને જાતનાં પક્ષીઓની ઉત્પત્તિ અને વિનાશ આકાશમાંજ થાય છે એમ સંપ્રદાયથી ( પરંપરાથી ) સંભળાય છે.

મનુષ્ય લોકનું સ્વરૂપ આ પ્રમાણે—જંબૂદ્વીપ, ધાતકીખંડ અને પુષ્કરવર દ્વીપ અરધો, એ પ્રકારે અઢીદ્વીપ અને જંબૂદ્વીપની ફરતો વલય (ચૂડા)ને આકારે લવણ સમુદ્ર, ધાતકીખંડની ફરતો કાલોદ સમુદ્ર, એ સર્વ સુવર્ણમય માનુષોત્તર પર્વતરૂપ કિલ્લા વડે વિંટાયેલ ૪૫ લાખ યોજન પ્રમાણ વિષ્કંભ (વ્યાસ–વિસ્તાર)વાળું ક્ષેત્ર તે મનુષ્ય લોક. અહીંજ મનુષ્યોનાં જન્મ અને મરણનો સંભવ હોવાથી તે મનુષ્ય લોક કહેવાય છે. ત્યાં ત્રીશ અકર્મભૂમિ, પંદર કર્મભૂમિ અને છપ્પન અંતર્દ્વીપ એમ ૧૦૧ ક્ષેત્રમાં જન્મ મરણ થાય પણ વર્ષધર વગેરે પર્વતોમાં અને સમુદ્રમાં પ્રાયે જન્મ મરણ ન થાય; ત્યાં જન્મ તો ઘણેભાગે ન હોય પણ મરણ તો વિદ્યા લબ્ધિ વડે જેઓ ત્યાં ગયેલા હોય અથવા કોઈ દેવાદિ વડે હરણ થઇને મૂકાયેલ હોય તેવાનું થઈ શકે. અને મનુષ્ય ક્ષેત્રની બહાર તો મનુષ્યનાં જન્મ મરણ થયાં નથી, થતાં નથી અને થશે પણ નહિ. કદાચિત્ કોઇ દેવ, દાનવ અથવા વિદ્યાધર વૈર વાળવા માટે કોઇ મનુષ્યને મનુષ્ય ક્ષેત્રની બહાર મૂકે અને તે ત્યાં રીબાઇ મરે તો ઠીક એવી તેને બુદ્ધિ ઉત્પન્ન થાય, પણ લોકસ્વભાવેજ તેને પાછો મનુષ્યલોકમાં લાવવાની બુદ્ધિ થાય. તથા જે જંઘાચારણ અને વિદ્યાચારણ મુનિઓ નંદીશ્વર દ્વીપ સુધી જાય છે તેઓ પણ ત્યાંથી પાછા આવીને અઢીદ્વીપમાંજ મરણ પામે છે. તેથી અઢીદ્વીપ રૂપ મનુષ્યક્ષેત્રમાંજ મનુષ્યનાં જન્મ મરણ થાય એમ સમજવું. ૨૨

---

सर्वे जलस्थलखचराः संमूर्च्छिमा गर्भजा द्विधा भवन्ति

**सव्वे जलथलखयरा, समुच्छिमा गब्भया दुहा हुंति;**

બધા જળચર સ્થળચર ખેચર,સમૂચ્છિંમ ગર્ભજ બે પ્રકારના હોય છે.

कर्माकर्मभूमिजाः (महिजाः) अन्तर्द्वीपा मनुष्याश्च

**कम्माकम्मगभूमि(महिया), अंतरदीवा मणुस्सा य २३**

કર્મભૂમિ અને અકર્મ ભૂમિમાં ઉત્પન્ન થયેલા અંતર્દ્વીપના મનુષ્યો અને

**સવ્વે**–સર્વ પ્રકારના.
**જલ**–જલચર.
**થલ**–સ્થલચર.
**ખયરા**–ખેચર.
**સમુચ્છિમા**–સંમૂર્ચ્છિંમ.
**ગબ્ભયા**–ગર્ભજ.
**દુહા**–બે પ્રકારના.
**હુંતિ**–છે.
**કમ્માકમ્મગ ભૂમિ**–કર્મભૂમિ અને અકર્મભૂમિના.
**અંતરદીવા**–અંતર્દ્વીપના.
**મણુસ્સા**–મનુષ્ય.

**અર્થ**:—બધા જળચર, સ્થળચર અને ખેચર જીવો,સંમૂચ્છિમ અને ગર્ભજ એમ બે પ્રકારના હોય છે. કર્મભૂમિમાં ઉત્પન્ન થયેલા, અકર્મભૂમિમાં ઉત્પન્ન થયેલા અને અંતર્દ્વીપમાં ઉત્પન્ન થયેલા એમ ત્રણ પ્રકારે મનુષ્યો જાણવા. ૨૩

**વિવેચન**—પૂર્વોક્ત સર્વ જળચર, સ્થળચર અને ખેચર જીવો સંમૂચ્છિમ અને ગર્ભજ એમ બે પ્રકારના હોય છે. માતા પિતાની અપેક્ષા વિના જેની ઉત્પત્તિ થાય તે સંમૂચ્છિમ અથવા **स-समन्तात्** ચૌદ રાજલોકમાં સર્વ ઠેકાણે **मूर्च्छनम्** અવયવનો વિસ્તાર (ઉત્પત્તિ) જેનો છે તે **સંમૂર્ચ્છન**. જે જીવો ગર્ભમાં ઉત્પન્ન થાય અથવા ગર્ભથી ઉત્પન્ન થાય તે **ગર્ભજ**. ગર્ભજ તિર્યંચો પંચેંદ્રિય જ હોય છે. બીજા એકેંદ્રિય, બેઈંદ્રિય, તેઈંદ્રિય

અને ચૌરિંદ્રિય તિર્યચો સંમૂચ્છિમજ હોય છે. હવે એ સંમૂછિમ જીવો કેવી રીતે ઉત્પન્ન થાય તે દેખાડે છે.—એકેંદ્રિય અને બેઇંદ્રિય જીવો સ્વજાતિના મળની અપેક્ષા વિના ઉત્પન્ન થાય છે. ( મળમાં ઉત્પન્ન થતા નથી. ) તેઇંદ્રિય જીવો સ્વજાતિની વિષ્ટા વગેરેમાં ઉત્પન્ન થાય છે અને ચૌરિંદ્રિય જીવો સ્વજાતિ જીવોના લાળ અને મળના સ્પર્શ વગેરેથી ઉત્પન્ન થાય છે. પંચેંદ્રિય જીવોમાં મત્સ્ય વગેરે જળચર બંને પ્રકારના હોય છે, સ્થળચરને વિષે ઉરઃપરિસર્પ અને ભુજપરિસર્પ પ્રાયઃ બે પ્રકારે હોય છે અને ચતુષ્પદ સંમૂચ્છિમ કોઇકજ ઠેકાણે ઉપજે છે. પક્ષીઓને વિષે ક્ષેત્રના પાકને નુકશાન કરનારા સૂડા વગેરે જીવો તેની જાતિના જીવોના અવયવોમાં ઉત્પન્ન થાય છે એટલે સ્વજાતિના મૃત કલેવરને વિષે ઉપજે છે. ગર્ભજ પક્ષીઓ ઇંડામાંથી ઉત્પન્ન થાય છે.

તિર્યંચના સર્વ મળીને ૪૮ ભેદ થાય છે તે આ પ્રમાણે—

એકેંદ્રિય જીવો સ્થાવર કહેવાય છે. તેના ૨૨ ભેદ અગાઉ ચૌદમી ગાથાના વિવરણમાં જણાવ્યા છે તે ૨૨. ત્રસ જીવના બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરિંદ્રિય અને પંચેંદ્રિય એમ ચાર ભેદ છે, તેમાં બેઇંદ્રિય, તેઇંદ્રિય અને ચૌરિંદ્રિય એ ત્રણ વિકલેંદ્રિયના પર્યાપ્તા અને અપર્યાપ્તા મળીને છ ભેદ, કુલ ૨૮: પંચેંદ્રિય તિર્યંચમાં જળચર અને ખેચરનો એક એક અને સ્થળચરના ચતુષ્પદ, ઉરઃપરિસર્પ અને ભુજપરિસર્પ એ ત્રણ ભેદ મળી પાંચ ભેદ સંમૂચ્છિમ અને પાંચ ગર્ભજ એમ દશ ભેદ થાય. તેના પર્યાપ્તા અને અપર્યાપ્તા મળીને વીશ ભેદ. કુલ ૪૮; એમ સર્વ મળીને તિર્યંચના અડતાળીશ ભેદ થયા.

હવે ગાથાના ઉત્તરાર્ધ્ધ વડે મનુષ્યના ભેદનું વર્ણન કરે

છે–કૃષિ, વાણિજ્ય વગેરે કર્મ અને શ્રુત, ચારિત્રરૂપ મોક્ષનું અનુષ્ઠાન ( ક્રિયા )જેમાં પ્રધાન છે એવી ભૂમિ તે કર્મભૂમિ–૫ ભરત ક્ષેત્ર, ૫ ઐરવત ક્ષેત્ર અને ૫ મહાવિદેહ ક્ષેત્ર એમ પંદર છે. એ કર્મભૂમિમાં ઉત્પન્ન થનારા મનુષ્યો તે કર્મભૂમિજ કહેવાય છે. જેમાં પૂર્વોક્ત કર્મ ન હોય એવી ભૂમિ તે અકર્મભૂમિ–૫ હૈમવત, ૫ હરિવર્ષ, ૫ દેવકુરૂ, ૫ ઉત્તરકુરૂ, ૫ રમ્યક અને ૫ ઐરણ્યવત એમ ત્રીશ છે. એ અકર્મભૂમિમાં ઉત્પન્ન થનારા મનુષ્યો તે અકર્મભૂમિજ કહેવાય છે, તે સ્થાનના મનુષ્યો અને તિર્યંચો સર્વ યુગલિયા જ હોય. પુત્ર, પુત્રી એક સાથે જન્મે અને ઉમ્મર લાયક થયે તે બંને ધણી ધણીયાણી થાય, તે યુગલિયા (જોડલાં). તેને આહાર, પાણી, વસ્ત્ર અને અલંકાર વગેરે ઇચ્છા મુજબ દશ પ્રકારનાં કલ્પવૃક્ષ પાસે યાચના કરવાથી મળે છે. તથા ૫૬ અંતર્દ્વીપમાં ઉત્પન્ન થનારા મનુષ્યો તે અંતર્દ્વીપજ કહેવાય છે. એમ સર્વ મળી ૧૦૧ ક્ષેત્રમાં મનુષ્યો ઉત્પન્ન થાય છે, તેથી ૧૦૧ ભેદ મનુષ્યના થયા. મનુષ્યો ગર્ભજ અને સંમૂર્ચ્છિમ એમ બે પ્રકારના હોય છે, તેથી ૧૦૧ ગર્ભજ પર્યાપ્તા અને ૧૦૧ ગર્ભજ અપર્યાપ્તા મળી તેના ૨૦૨ ભેદ થયા અને સંમૂર્ચ્છિમ મનુષ્યો અપર્યાપ્તાજ મરણ પામે તેથી ૧૦૧ સંમૂર્ચ્છિમ અપર્યાપ્તાના એમ સર્વ મળી ૩૦૩ ભેદ મનુષ્યના થયા. આ સંમૂર્ચ્છિમ મનુષ્યો ગર્ભજ મનુષ્યનાં વિષ્ટા, મૂત્ર, બડખા, નાસિકાનો મેલ, વમન, પરૂ, લોહી, સ્ત્રી પુરૂષનો સંયોગ, વીર્ય, પિત્ત, વીર્યના સુકાં પુદ્‌ગલ ( ભીંજાયેલા ), નગરના ખાળ, મૃત કલેવર અને સર્વ અશુચિ સ્થાનમાં ઉત્પન્ન થાય છે.

ઉપર કહેલા ૧૦૧ ક્ષેત્રનાં સ્થાનો બતાવે છે– આ જંબુ-

દ્વીપના મધ્ય ભાગે મેરૂ પર્વત છે, તેની દક્ષિણ દિશાએ લવણ સમુદ્રને લગતું ભરતક્ષેત્ર છે. તે ભરતક્ષેત્રની ઉત્તર દિશાએ હિમવત્ પર્વત છે, તેની ઉત્તરે હૈમવંત ક્ષેત્ર છે. તેમજ મેરૂ પર્વતની ઉત્તરે લવણ સમુદ્રને લગતું સમુદ્રની દક્ષિણે ઐરવત ક્ષેત્ર છે. તે ઐરવતની દક્ષિણે શિખરી નામે પર્વત છે, તેની દક્ષિણે ઐરણ્યવત ક્ષેત્ર છે. એ હૈમવંત અને ઐરણ્યવત એ બંને ક્ષેત્ર અકર્મભૂમિ છે, એમાં યુગલિયા મનુષ્ય રહે છે. તેના શરીરનું માન સદા કાળ એક ગાઉ અને આયુષ્ય એક પલ્યોપમ હોય છે. ત્યાં સદા કાળ ત્રીજો આરો વર્તે છે. તેઓને એકાંતરે આંબળા જેટલા આહારની ઈચ્છા થાય છે અને તે ૭૯ દિવસ પોતાના સંતાનની પ્રતિપાલના કરે છે.

પૂર્વોક્ત હૈમવંત ક્ષેત્રની ઉત્તરે મહાહિમવંત પર્વત છે. તેની ઉત્તરે હરિવર્ષ ક્ષેત્ર છે. તેમજ ઐરણ્યવત ક્ષેત્રની દક્ષિણે રૂપી પર્વત છે, તેની દક્ષિણે રમ્યક ક્ષેત્ર છે. એ હરિવર્ષ અને રમ્યક બંને ક્ષેત્ર અકર્મભૂમિ છે, એમાં યુગલિયા મનુષ્ય વસે છે. તેના શરીરનું માન સદા કાળ બે ગાઉ અને આયુષ્ય બે પલ્યોપમનું હોય છે. ત્યાં સદા કાળ બીજો આરો વર્તે છે. તેઓને બે દિવસને આંતરે બોર જેટલા આહારની ઈચ્છા થાય છે અને તેઓ ૬૪ દિવસ સંતાનની પ્રતિપાલના કરે છે.

પૂર્વોક્ત હરિવર્ષ ક્ષેત્રની ઉત્તરે નિષધ નામે પર્વત છે. તેની ઉત્તરે દેવકુરૂ ક્ષેત્ર છે. તેમજ રમ્યક ક્ષેત્રની દક્ષિણે નીલવંત પર્વત છે. તેની દક્ષિણે ઉત્તરકુરૂ ક્ષેત્ર છે. એ દેવકુરૂ અને ઉત્તરકુરૂ બંને ક્ષેત્ર અકર્મભૂમિ છે, તે બંને મેરૂની દક્ષિણ, ઉત્તર દિશાએ મેરૂ પર્વતને લગતાજ છે, એમાં યુગલિયા મનુ-

ષ્ય વસે છે. તેના શરીરનું માન ત્રણ ગાઉ અને આયુષ્ય ત્રણ પલ્યોપમ હોય છે. ત્યાં સદા કાળ પહેલો આરો વર્તે છે. તેઓ-ને ત્રણ દિવસને આંતરે તુવરના દાણા જેટલા આહારની ઇચ્છા થાય છે અને તેઓ ૪૯ દિવસ સંતાનની પ્રતિપાલના કરે છે.

પૂર્વે કહેલા નિષધ અને નીલવંત પર્વતની વચ્ચે અને મેરૂ પર્વતની પૂર્વ પશ્ચિમ દિશાએ સોળ સોળ વિજય છે. તે બંને દિશાની મળીને ૩૨ વિજયનું મહાવિદેહ ક્ષેત્ર છે. તે કર્મ-ભૂમિ છે. ત્યાં સદા કાળ ચોથો આરો વર્તે છે. ત્યાંના મનુષ્યના શરીરનું માન ૫૦૦ ધનુષ્ય સુધીનું અને આયુષ્ય પૂર્વ ક્રોડ વર્ષ સુધીનું સદા કાળ હોય છે.

એ રીતે જંબૂદ્વીપને વિષે હેમવંત અને ઐરણ્યવત, હ-રિવર્ષ અને રમ્યક, દેવકુરૂ અને ઉત્તરકુરૂ એમ ત્રણ જોડલે મળીને છ ક્ષેત્ર યુગલિયા મનુષ્યનાં છે, ત્યાં કર્મબંધના કારણ-ભૂત અસિ, મસિ અને કૃષિના વ્યાપાર ન હોવાથી તે મનુષ્યોને પ્રાયઃ કર્મ ઓછાં લાગે છે અને ત્યાંથી ચ્યવીને સર્વ યુગલિયા મનુષ્ય અને તિર્યંચ દેવગતિને વિષે જ જાય છે. સ્વભાવે સર-ળ પરિણામી અને રૂપવાન હોય છે. તથા ભરત, ઐરવત અને મહાવિદેહ એ ત્રણ કર્મભૂમિ છે. એમ સર્વ મળીને જંબુદ્વી-પમાં નવ ક્ષેત્ર છે.

ધાતકી ખંડ અને અર્ધ પુષ્કરવર દ્વીપ એ બંનેમાં પૂર્વ અને પશ્ચિમ એમ બે દિશાએ બબે મેરૂ પર્વત છે. તેથી જંબુ-દ્વીપના મેરૂની ઉત્તર દક્ષીણે અગાઉ કહ્યા મુજબ નવ ક્ષેત્રો જેવી રીતે છે તેવી રીતે બંને મેરૂ પાસે નવ નવ ક્ષેત્ર મળી અઢાર ક્ષેત્ર ધાતકી ખંડમાં અને અઢાર ક્ષેત્ર પુષ્કરવર દ્વીપ અરધાને

વિષે છે. એટલે સર્વ મળી અઢી દ્વીપને વિષે ત્રીશ અકર્મભૂમિ અને પંદર કર્મભૂમિ મળીને ૪૫ ક્ષેત્ર છે.

હવે ૫૬ અંતર્દ્વીપનાં સ્થાન બતાવે છે. ભરત ક્ષેત્રની ઉત્તરે હિમવંત પર્વત છે, તે પૂર્વ પશ્ચિમ લવણ સમુદ્ર પર્યંત લાંબો છે. તે પર્વતના પૂર્વ અને પશ્ચિમ દિશાને છેડે લવણ સમુદ્ર મધ્યે તે પર્વતમાંથી બબે દાઢાઓ નીકળી છે. એવી જ રીતે ઐરવત ક્ષેત્રની દક્ષિણે શિખરી પર્વત પણ પૂર્વ પશ્ચિમ લવણ સમુદ્ર પર્યંત લાંબો છે. તેના પણ પૂર્વ પશ્ચિમ દિશાને છેડે લવણ સમુદ્ર મધ્યે બબે દાઢાઓ નીકળી છે. એમ એક પર્વતના બે છેડાની ચાર ચાર દાઢા સમુદ્રમાં ગયેલી હોવાથી હિમવંત અને શિખરીની મળીને આઠ દાઢાઓ થઇ, તે એકેકી દાઢા ઉપર સાત સાત અંતર્દ્વીપ છે, એટલે આઠ દાઢાના ૫૬ અંતર્દ્વીપ થયા. તેને વિષે પણ યુગલિયા મનુષ્ય રહે છે. તેમનાં શરીરની ઉંચાઈ આઠસેં ધનુષ્ય અને આયુષ્ય પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ હોય છે. તેઓને એકાંતરે આહારની ઇચ્છા થાય છે અને તેઓ તેમના સંતાનની ૭૯ દિવસ સુધી પ્રતિપાલના કરે છે. આ અંતર્દ્વીપનું વિશેષ સ્વરૂપ જીવવિચાર બૃહદ્વૃત્તિ અને ક્ષેત્રસમાસ આદિ ગ્રંથથી જાણી લેવું. ૨૩

---

दशधा भवनाधिपतयः अष्टविधा वानमन्तरा भवन्ति

**दसहा भवणाहिवई, अट्ठविहा वाणमंतरा हुंति;**

દશપ્રકારના ભવનપતિ, આઠપ્રકારના વ્યંતરો હોય છે.

ज्योतिष्काः पञ्चविधा द्विविधा वैमानिका देवाः

**जोइसिया पंचविहा, दुविहा वेमाणिया देवा ॥२४॥**

**જ્યોતિષી પાંચ પ્રકારના, બે પ્રકારના વૈમાનિક દેવો**

**દસહા**=દશ પ્રકારના.
**ભવણાહિવઈ**=ભવનાધિપતિ, (ભવનપતિ).
**અટ્ઠવિહા**=આઠ પ્રકારના.
**વાણમંતરા**=વાણવ્યંતર દેવો.
**હુંતિ**=છે.
**જોઇસિયા**=જ્યોતિષી.
**પંચવિહા**=પાંચ પ્રકારના.
**દુવિહા**=બે પ્રકારના.
**વેમાણિયા**=વૈમાનિક.
**દેવા**=દેવો.

**અર્થ**—દશ પ્રકારના ભવનપતિ, આઠ પ્રકારના વ્યંતર, પાંચ પ્રકારના જ્યોતિષી અને બે પ્રકારના વૈમાનિક દેવો હોય છે.

**વિવેચન**—હવે ચાર પ્રકારના દેવોના ભેદ કહે છે.—પ્રાયઃ ભવનને વિષે વસનારા તે ભવનવાસી (ભવનના અધિપતિ—ભવનપતિ) દેવો, જો કે અસુરકુમાર દેવો પોતાના શરીરપ્રમાણ અનુમાનવાળા મોટા મંડપ જેવા અત્યંત રમણિક આવાસોમાં પ્રાયઃ રહે છે અને કોઇકજ વખત ભવન (ઘર) માં રહે છે, નાગકુમાર વગેરે બાકીના નવ પ્રકારના દેવો માટીના ભવનોમાં રહે છે અને કોઇકજ વખત આવાસોમાં રહે છે, તો પણ સામાન્યથી ઘણો ભાગ ભવનમાં વસનાર હોવાથી તેઓ ભવનવાસી કહેવાય છે. તેના દશ ભેદ આ પ્રમાણે છે.—અસુરકુમાર, નાગકુમાર, વિદ્યુત્કુમાર, સુવર્ણકુમાર, અગ્નિકુમાર, દ્વીપકુમાર, ઉદધિકુમાર, દિક્કુમાર, પવનકુમાર અને સ્તનિત (મેઘ) કુમાર. કુમારની પેઠે સુંદર દેખાવવાળા, મૃદુ, મધુર અને લલિત ગતિવાળા, શૃં-

ગાર સહિત સુંદર વૈક્રિય રૂપવાળા, કુમારોની પેઠે ઉદ્ધત વેષ, ભાષા, શસ્ત્ર અને આભૂષણ વગેરે વાળા, કુમારની પેઠે ઉત્કટ રાગવાળા અને ક્રીડા કરવામાં તત્પર હોવાથી આ દશે પ્રકારના દેવતા કુમારો (બાળક) કહેવાય છે. હવે આ દશ પ્રકારના દેવોને રહેવાનું સ્થાન બતાવે છે—

રત્નપ્રભા નારકીનું દળ ઉંચપણે ૧૮૦૦૦૦ યોજન છે. તેમાં એક હજાર યોજન ઉપરના અને એક હજાર યોજન નીચેના વર્જીને વચ્ચે ૧૭૮૦૦૦ ની ઉંચાઈમાં તેર પ્રતર (પાથડા—માળ) છે, તે તેર પ્રતરને બાર આંતરા છે, તેમાંથી પહેલો અને છેલ્લો આંતરો છોડી દઈને વચ્ચેના દશ આંતરામાં એક એક આંતરે એક એક ભવનપતિ દેવોની નિકાય (સ્થાન) છે. અહીં કોઈ આચાર્ય કહે છે કે—મેરૂ પર્વતના મધ્યના આઠ રૂચક પ્રદેશની નીચે રત્નપ્રભા નરકના બે ભાગમાં ભવનપતિ દેવો અને ત્રીજા ભાગમાં નારક જીવો રહે છે. કોઈ ઠેકાણે એમ પણ કહે છે કે—નેવું હજાર યોજનની નીચે ભવનો અને ઉપર નીચેના હજાર હજાર યોજન છોડીને બાકી સર્વ ઠેકાણે આવાસો છે. અહીં તત્ત્વ કેવળીગમ્ય. પણ એટલું તો ચોકસ છે કે પેલી નરકના પ્રતરોના આંતરામાં ભવનપતિ રહે છે. એ દશે નિકાયમાં એક દક્ષિણે અને એક ઉત્તરે એમ બબે ઈંદ્રો દરેક નિકાયમાં છે તેથી ભવનપતિના ચમરેંદ્ર વગેરે વીશ ઈંદ્રો થાય છે.

વનોના અંતરમાં ઉત્પન્ન થાય તે વાનમંતર અને વન, પર્વત અને કોતરમાં વસતા હોવાથી વિવિધ છે અંતર જેનું તે વ્યંતર, અથવા ચક્રવર્તિ વગેરે ઉત્તમ પુરૂષોના ચાકર તરિકે સેવા કરવામાં વિશેષે ગયું છે અંતર (ફેરફાર) જેઓનું તે વ્યંતર.

એ વ્યંતરના વ્યંતર અને વાણુવ્યંતર એમ બે ભેદ છે. તેમાં વ્યંતરના આઠ ભેદ આ પ્રમાણે છે–પિશાચ, ભૂત, યક્ષ, રાક્ષસ, કિન્નર, કિંપુરૂષ, મહોરગ અને ગંધર્વ. પૂર્વોક્ત રત્નપ્રભા નરકના ઉપર નીચે હજાર હજાર યોજન છોડીને વચ્ચે ભવનપતિ દેવો રહે છે એમ કહ્યું છે તેમાં ઉપરના જે હજાર યોજન મૂક્યા છે, તેમાંથી ઉપર નીચે સો સો યોજન છોડી દઈને વચ્ચેના આઠશેં યોજનમાં વ્યંતર દેવોની આઠ જાતિ રહે છે, દરેકને એક દક્ષિણે અને એક ઉત્તરે એમ બબે ઈંદ્રો હોવાથી તેના સોળ ઈંદ્રો છે. વાણુવ્યંતરના પણ આઠ ભેદ છે, તે આ પ્રમાણે–અણુપન્ની, પણુપન્ની, ઋષિવાદી, ભૂતવાદી, કંદિત, મહાકંદી, કોહંડ અને પતંગ. રત્નપ્રભા નરકમાં ઉપર હજાર યોજનમાંહે ઉપરના જે સો યોજન છોડી દીધા છે, તેમાંથી ઉપર નીચે દશ દશ યોજન છોડી દઈને વચ્ચેના ૮૦ યોજનમાં આ વાણુવ્યંતર દેવની આઠ જાતિ વસે છે, તે દરેકને પણ દક્ષિણે અને ઉત્તરે એમ બબે ઈંદ્રો હોવાથી સોળ ઈંદ્રો છે. એમ વ્યંતર અને વાણુવ્યંતરના સોળ સોળ મળી બત્રીશ ઈંદ્રો, ભવનપતિના વીશ ઈંદ્રો સાથે મેળવતાં બાવન ઈંદ્રો થયા.

જ્યોતિ એટલે પ્રકાશ, પ્રકાશવાળા–પ્રકાશ કરનારા તે જ્યોતિષ્ક. તેના ચર (નિરંતર ફરનારા) અને સ્થિર (એકજ સ્થાને કાયમ રહેવાવાળા) એમ બે પ્રકારના વિમાનો હોવાથી બે ભેદ છે. મનુષ્યલોકમાં ચર જ્યોતિષી હોય છે, ત્યારે મનુષ્યલોકની બહારના જ્યોતિષી સ્થિર હોય છે. તે બંનેના પાંચ પાંચ ભેદ છે, તે આ પ્રમાણે ચંદ્ર સૂર્ય, ગ્રહ, નક્ષત્ર અને તારા. જ્યાં એક ચંદ્ર હોય ત્યાં ગ્રહ ૮૮, નક્ષત્ર ૨૮ અને તારા ૬૬૯૭૫ ક્રોડાક્રોડ હોય. સૂર્યની સંખ્યા

ચંદ્રતુલ્ય જાણવી. આ પાંચ ભેદ માંહે ચંદ્ર અને સૂર્ય એ બે ઈંદ્રો છે. આ પાંચ ભેદમાં આયુષ્ય, પ્રભાવ, સુખ, કાંતિ, વિશુદ્ધિ, ઇંદ્રિયપટુતા, શરીર અને ઋદ્ધિ એક એકથી ઉત્તરોત્તર હીન હીન ( ઓછું ) અને ગતિ એક એકથી ઉત્તરોત્તર અધિક અધિક છે. એ દેવોને રહેવાનું સ્થાન આ પ્રમાણે–મેરૂપર્વતના મૂળ (તળેટી )માં સમભૂતલ ( સરખી સપાટીવાળી ) પૃથ્વી છે, ત્યાંથી ઉંચે ૭૯૦ યોજન ઉંચા તારાનાં વિમાન છે, ત્યાંથી દશ યોજન ઉંચે સૂર્યનું વિમાન છે, ત્યાંથી એંશી યોજન ઉંચે ચંદ્રનું વિમાન છે, ત્યાંથી ચાર યોજન ઉંચે નક્ષત્રનાં વિમાન છે, ત્યાંથી ઉંચે સોળ યોજનમાં જૂદા જૂદા ગ્રહોનાં વિમાન છે, એટલે ચાર યોજને બુદ્ધ અને પછી ત્રણ ત્રણ યોજને શુક્ર, બૃહસ્પતિ, મંગળ અને શનિશ્ચર અનુક્રમે ઉપરાઉપર જાણવા. નક્ષત્રોમાં ભરણિ નીચે, સ્વાતિ ઉપર, મૂળ બહાર અને અભિજિત વચ્ચે ચાલે છે. ચર જ્યોતિષ્કના વિમાનો કરતાં સ્થિર જ્યોતિષ્કના વિમાનોનું લંબાઈ, પહોળાઈ અને ઉંચાઈનું પ્રમાણ અર્ધું જાણવું.

વિશિષ્ટ પુણ્યના યોગે જીવોવડે ભોગવાય તે વિમાન અને વિમાનને વિષે ઉત્પન્ન થાય તે વૈમાનિક. એના કલ્પોપપન્ન અને કલ્પાતીત એમ બે ભેદ છે. કલ્પ એટલે મર્યાદા–વ્યવહાર. ઇંદ્ર, સામાનિક વગેરેની વ્યવસ્થા રૂપ મર્યાદાવાળાને કલ્પોપપન્ન કહે છે. અને પૂર્વોક્ત મર્યાદા રહિત–અહમિંદ્ર તે કલ્પાતીત કહેવાય છે. કલ્પોપપન્ન બાર દેવલોકમાં રહે છે, તેથી તેના બાર ભેદ છે, તે આ પ્રમાણે–સૌધર્મ, ઇશાન, સનત્કુમાર, માહેંદ્ર, બ્રહ્મલોક, લાંતક, શુક્ર, સહસ્રાર, આનત, પ્રાણત, આરણ અને અચ્યુત. આ બાર દેવલોકમાં આઠને વિષે એક એક ઇંદ્ર છે અને નવમા

દશમાનો એક તથા અગ્યારમા બારમાનો એક એમ સર્વ મળી દશ ઈંદ્રો છે. ભવનપતિના ૨૦, વ્યંતરના ૩૨, ચંદ્ર અને સૂર્ય અસંખ્ય છે છતાં તેની જાતિ તરીકે બંનેનો એક એક ભેદ ગણેલ હોવાથી તેના ૨ અને વૈમાનિકના ૧૦ એમ સર્વ મળી ૬૪ ઈંદ્રો જાણવા. આ સર્વ ઈંદ્રો તીર્થંકરના જન્માભિષેક વગેરે કલ્યાણકોનો મહોત્સવ કરે છે. કલ્પાતીતમાં નવ ગ્રૈવેયક ( ચૌદરાજલોક રૂપ પુરૂષના ગળાના સ્થાને રહેનારા ) અને પાંચ અનુત્તર ( જેના ઉપર બીજા કોઈ દેવતા નથી તેથી અનુત્તર )એમ મુખ્ય બે ભેદ છે, તેઓ સર્વ અહમિંદ્ર છે. તેનાં નામો આ પ્રમાણે–સુદર્શન, સુપ્રબુદ્ધ, મનોરમ, સર્વભદ્ર, સુવિશાલ, સુમનસ, સૌમનસ, પ્રિયંકર અને **નંદીકર** એ નવ ગ્રૈવેયક અને વિજય, વૈજયંત, જયંત, અપરાજિત અને સર્વાર્થસિદ્ધ એ પાંચ અનુત્તર વિમાનોનાં નામ જાણવાં. અહીં નવ ગ્રૈવેયકનાં નામો બતાવ્યા તે તેના રહેવાના વિમાનોના પ્રતરના નામ છે. અન્ય ગ્રંથોમાં ગ્રૈવેયકની ઓળખાણ આ પ્રમાણે આપે છે—હિટ્ઠિમ હિટ્ઠિમ, હિટ્ઠિમ મધ્યમ, હિટ્ઠિમ ઉવરિમ, મધ્યમ હિટ્ઠિમ, મધ્યમ મધ્યમ, મધ્યમ ઉવરિમ, ઉવરિમ હિટ્ઠિમ, ઉવરિમ મધ્યમ અને ઉવરિમ ઉવરિમ.

હવે વૈમાનિક દેવોનાં રહેવાનાં સ્થાન કહે છે—ચૌદ રાજલોક પુરૂષને આકારે છે, તેના નીચેના સાત રાજમાં સાત નરક પૃથ્વી છે, અને તેની નાભિને સ્થાને મનુષ્ય લોક ( તીર્છો લોક ) છે. આ તીર્છાલોક સમભૂતલ પૃથ્વીથી નીચે નવશેં યોજન સુધી અને ઉપર પણ નવશેં યોજન સુધી એટલે ૧૮૦૦ યોજન ઉંચો અને એક રાજ લાંબો પહોળો છે. જ્યોતિષ્ક દેવના વિમાન

સમભૂતલથી ૭૯૦ થી માંડીને નવશેં યોજન પર્યંત હોવાથી તેઓ બધા તીર્ચ્છા લોકમાં આવેલા છે. ત્યાંથી એક રાજ ઉંચે દક્ષિણ દિશામાં સૌધર્મ અને ઉત્તર દિશામાં ઇશાન એમ બે દેવલોક જોડાજોડ (લગડાના આકારે) સરખી સપાટીએ છે. ત્યાંથી એક રાજ ઉંચે સનત્કુમાર અને માહેંદ્ર એ બે દેવલોક પણ દક્ષિણે અને ઉત્તરે જોડાજોડ છે. ત્યાંથી ઉંચે એક રાજમાં બ્રહ્મલોક અને લાંતક એ બે દેવલોક એક એકની ઉપર કેટલેક અંતરે છે. ત્યાંથી ઉંચે એક રાજમાં શુક્ર અને સહસ્રાર એ બે દેવલોક પણ એક એકની ઉપર કેટલેક અંતરે રહેલા છે. ત્યાંથી કેટલેક ઉંચે આનત અને પ્રાણત એ બે દેવલોક દક્ષિણે અને ઉત્તરે જોડાજોડ છે. ત્યાંથી કેટલેક ઉંચે એટલે સહસ્રારથી એક રાજ ઉંચે આરણ અને અચ્યુત એ બે દેવલોક દક્ષિણે અને ઉત્તરે જોડાજોડ છે. ત્યાંથી એક રાજ ઉંચે ચૌદ રાજલોક રૂપ પુરૂષના ગળાના સ્થાને નવ ગ્રૈવેયક એક એકની ઉપર અનુક્રમે છે. ત્યાંથી લગભગ એક રાજ ઉંચે પાંચ અનુત્તર વિમાન સરખી સપાટીએ છે. એટલે સર્વાર્થસિદ્ધ વિમાન વચ્ચે છે અને વિજયાદિ ચાર વિમાન તેની આજુ બાજુમાં ચારે દિશાએ છે. તેના ઉપર લોકરૂપ પુરૂષના કપાળના સ્થાને સ્ફટિક રત્નની જેવી નિર્મળ અર્જુન સુવર્ણ (ધોળું સોનું) મય સિદ્ધશિલા છે. તેના ઉપર એક યોજન છેટે અલોક છે. તે છેલ્લા યોજનના ઉપરના ચોવિશમા ભાગ (૩૩૩⅓ ધનુષ્ય) જેટલી ઉંચાઈવાળા ક્ષેત્રમાં સિદ્ધના જીવો રહેલા છે.

કિલ્બિષિયા એટલે ચંડાળ જેવા હલકી જાતિના દેવો ત્રણ પ્રકારે છે. ત્રણ પલ્યોપમના આયુષ્યવાળા પહેલા કિલ્બિષિયા દેવો

પહેલા બીજા દેવલોક નીચે રહે છે, ત્રણ સાગરોપમના આયુષ્ય-વાળા બીજા કિલ્બિષિયા ત્રીજા દેવલોક નીચે રહે છે અને તેર સાગરોપમના આયુષ્યવાળા ત્રીજા કિલ્બિષિયા છઠ્ઠા દેવલોક નીચે રહે છે. લોકાન્તિક દેવો નવ પ્રકારે છે. તેનાં નામ–સારસ્વત, આદિત્ય, વન્હિ, અરૂણ, ગર્દતોય, તુષિત, અવ્યાબાધ, મરૂત અને અરિષ્ટ. આ દેવો બધા વિશુદ્ધ સ્વભાવવાળા હોય છે. તેઓ સદ્ધર્મના બહુમાનથી અને સંસારદુઃખથી પીડિત જીવોની દયાવડે તીર્થંકરનાં જન્મ વગેરે કલ્યાણકને વિષે વિશેષે આનંદ પામે છે. અને દીક્ષા લેવાની ઇચ્છાવાળા પૂજ્ય તીર્થંકરોની સમીપે દીક્ષાના સમય પહેલા એક વર્ષે જઈને પ્રસન્ન ચિત્તે સ્તુતિ કરે છે અને સકળ જંતુને હિતકર એવું તીર્થ પ્રવર્તાવવા વિનતિ કરે છે. આ પ્રમાણે વિનતિ કરવાનો તેમનો આચાર છે. આ દેવો બ્રહ્મલોક નામના પાંચમા દેવલોકના અરિષ્ટ નામના પ્રતરની આજુબાજુ બાહ્ય ( બહારની ) અને અભ્યંતર ( અંદરની ) કૃષ્ણરાજી ( સચિત્ત અચિત્ત પૃથ્વીમય કાળી શ્રેણી )ના વચ્ચે રહે છે. તેમનું આયુષ્ય આઠ સાગરોપમનું હોય છે. આ કીલ્બિષિયા અને લોકાંતિકનો વૈમાનિકમાં સમાવેશ સમજવો.

તીર્થંકરાદિ વિશિષ્ટ પુણ્યવાળા મનુષ્યોને ધન, ધાન્યાદિ વસ્તુને આપનારા દેવો તે તિર્યક્ જૃંભક. તેના દશ ભેદ આ પ્રમાણે છે–૧ અન્ન જૃંભગા, ૨ પાન જૃંભગા, ૩ વસ્ત્ર જૃંભગા, ૪ લેણ ( ઘર ) જૃંભગા, ૫ પુષ્પ જૃંભગા, ૬ ફલ જૃંભગા, ૭ પુષ્પફલ જૃંભગા, ૮ શયન જૃંભગા, ૯ વિદ્યા જૃંભગા અને ૧૦ અવિયત્ત જૃંભગા. એનું આયુષ્ય એક પલ્યોપમનું હોય છે. આ દેવોનો વ્યંતરમાં સમાવેશ સમજવો.

નારક જીવોને દુઃખ દેનારા પરમાધામી દેવોના પંદર ભેદ આ પ્રમાણે છે—૧ અંબ, ૨ અંબરીષ, ૩ શ્યામ, ૪ શબલ, ૫ રૂદ્ર, ૬ ઉપરૂદ્ર, ૭ કાળ, ૮ મહાકાળ, ૯ અસિપત્ર, ૧૦ વન, ૧૧ કુંભી, ૧૨ વાલુકા, ૧૩ વૈતરણી, ૧૪ ખરસ્વર અને ૧૫ મહાઘોષ. એ પંદર જાતિના દેવો ભવ્ય છતાં મિથ્યાદષ્ટિ હોય છે. પૂર્વ જન્મમાં સંકિલષ્ટ કર્મના યોગે આસુરી ગતિને પામેલા હોવાથી અને તેનો તેવા પ્રકારનો આચાર હોવાથી તે નારકોને અનેક જાતિના દુઃખો ઉત્પન્ન કરે છે. આ દેવો અસુરકુમાર નિકાયમાં ઉત્પન્ન થાય છે તેથી તેનું આયુષ્ય વગેરે અસુરકુમારની પેઠે જાણવું.

ઉપરોક્ત દેવતાના ૧૯૮ ભેદ થાય છે તે આ પ્રમાણે—દશ ભવનપતિ ૧૦, પાંચ સ્થિર જ્યોતિષ્ક અને પાંચ ચર જ્યોતિષ્ક ૨૦, વૈતાઢયને વિષે રહેનાર દશ પ્રકારના તિર્યગ્ જૃંભક ૩૦, નારકી જીવોને દુઃખ આપનારા પંદર પરમાધામી ૪૫, આઠ પ્રકારના વ્યંતર ૫૩, આઠ પ્રકારના વાણવ્યંતર ૬૧, ત્રણ પ્રકારના કિલ્બિષિયા ૬૪, નવ લોકાંતિક ૭૩, બાર દેવલોક ૮૫, નવ ગ્રૈવેયક ૯૪ અને પાંચ અનુત્તર ૯૯; એમ સર્વ મળી નવાણું ભેદ થયા. એ નવાણું પર્યાપ્તા અને નવાણું અપર્યાપ્તા મળીને ૧૯૮ ભેદ દેવતાના થાય છે.

સર્વ સંસારી જીવોના ૫૬૩ ભેદ થાય છે તે આ પ્રમાણે--તિર્યંચના ૪૮, નારકીના ૧૪, મનુષ્યના ૩૦૩ અને દેવતાના ૧૯૮ મળી ૫૬૩.

આ ૯૯ ભેદમાં ૨૫ ભવનપતિના, ૨૬ વ્યંતરના, ૧૦ જ્યોતિષીના અને ૩૮ વૈમાનિકના જાણવા. ૨૪

---

सिद्धाः पञ्चदशभेदाः तीर्थातीर्थादिसिद्धभेदेन

**सिद्धा पनरसभेया, तित्थातित्थाइसिद्धभेएणं;**

મુક્તજીવો પંદરભેદવાળા તીર્થંકર અને અતીર્થંકર વગેરે સિદ્ધના ભેદ વડે

एते संक्षेपेन जीवविकल्पाः समाख्याताः

**एए संखेवेणं, जीवविगप्पा समक्खाया ॥ २५ ॥**

એ સંક્ષેપવડે જીવના ભેદો રૂડે પ્રકારે કહ્યા

સિદ્ધા=સિદ્ધના.
પનરસ=પંદર.
ભેયા=ભેદો.
તિત્થ=તીર્થંકર,-જિન સિદ્ધ.
અતિત્થાઇ=અતીર્થંકર—અજિન સિદ્ધ વિગેરે.
સિદ્ધભેએણં=સિદ્ધના ભેદે કરી.
એએ=એ.
સંખેવેણં=સંક્ષેપથી.
જીવવિગપ્પા=જીવના વિકલ્પો (ભેદો.)
સમક્ખાયા=રૂડે પ્રકારે કહ્યા.

**અર્થ**—તીર્થંકર ( જિન ) સિદ્ધ અને અતીર્થંકર ( અજિન ) સિદ્ધ વગેરે સિદ્ધના ભેદવડે કરી મુક્ત જીવો પંદર ભેદવાળા છે. એ જીવના ભેદો સંક્ષેપથી રૂડે પ્રકારે કહ્યા છે. ૨૫

**વિવેચન**—ગ્રંથકારે બીજી ગાથાના પૂર્વાર્ધમાં મુક્ત અને સંસારી એમ બે પ્રકારના જીવભેદ બતાવ્યા હતા, ત્યાં 'મુક્ત' પ્રથમ કહ્યા છતાં તેનું વર્ણન પાછળ આપે છે તે એમ સૂચવે છે કે "સંસારવાસ ભોગવ્યા પછી જ જીવની મુક્તિ થાય છે, મુક્ત જીવો સર્વ પ્રકારના સાંસારિક વ્યવહારથી રહિત હોય છે." ક્ષય કર્યા છે સર્વ કર્મો જેણે એવા ( સર્વ કર્મથી રહિત ) સિદ્ધ જીવોના પંદર ભેદ છે. તે આ પ્રમાણે-તીર્થ શબ્દે અહીં તીર્થંકર એટલે જિન-

સિદ્ધ લેવા; તીર્થંકર પદ પામીને સિદ્ધ થયા તે જિન સિદ્ધ ૧. તીર્થંકર પદ પામ્યા વિના સામાન્ય કેવળીપણે સિદ્ધ થયા તે અજિન સિદ્ધ ૨. અહીં ગાથામાં આ બે ભેદ કહેલ છે અને આદિ શબ્દથી બીજા તેર ભેદ લેવાના છે. ચતુર્વિધ સંઘ અથવા પ્રથમ ગણધર રૂપ તીર્થ[1] પ્રવર્ત્યા પછી જે ( ગણધર પ્રમુખ ) મોક્ષ ગયા તે તીર્થ સિદ્ધ ૩. તીર્થ પ્રવર્ત્યા પહેલાં( મરૂદેવી પ્રમુખ[2]) અથવા તીર્થનો વિચ્છેદ થયા પછી જાતિસ્મરણાદિ વડે જે સિદ્ધ થયા તે અતીર્થસિદ્ધ ૪. ગૃહસ્થના વેષમાં કેવળ જ્ઞાન પામી જે ( ભરત ચક્રવર્તિ પ્રમુખ ) મોક્ષે ગયા તે ગૃહિલિંગસિદ્ધ ૫. તાપસ પ્રમુખ અન્ય દર્શનીને વેષે જે ( વલ્કલચિરી પ્રમુખ ) મોક્ષે ગયા તે અન્યલિંગ સિદ્ધ; જ્યારે અન્ય લિંગીને ભાવથી સમ્યકત્વાદિ પ્રાપ્ત થવાથી કેવળ જ્ઞાન પ્રાપ્ત થાય અને તે સમયે કાળ કરે ત્યારે જ અન્યલિંગસિદ્ધ કહેવાય; અન્યથા જો પોતાનું આયુષ્ય જ્ઞાનવડે લાંબા વખતનું જાણે તો તે સાધુવેષજ ધારણ કરે છે. ૬ સાધુના વેષે જે મોક્ષ જાય તે સ્વલિંગસિદ્ધ ૭. સ્ત્રી લિંગે જે ( ચંદનબાળા પ્રમુખ ) મોક્ષે જાય તે સ્ત્રીલિંગસિદ્ધ; અહીં સ્ત્રીલિંગ વેદરૂપ ( પુરૂષની ઇચ્છારૂપ ) નહિ પણ શરીરના આકારરૂપ સમજવું ૮. પુરૂષલિંગે જે ( ગૌતમ પ્રમુખ ) મોક્ષે જાય તે પુરૂષલિંગસિદ્ધ ૯. નપુંસકલિંગે જે ( ગાંગેય પ્રમુખ ) મોક્ષે ગયા તે નપુંસકલિંગ સિદ્ધ ૧૦. કોઇપણ પદાર્થને દેખી

---

૧ **तीर्यते** તરાય **संसारः** સંસાર **अनेन** જેવડે **इति तीर्थम्** તે તીર્થ.

૨ મરૂદેવીના સિદ્ધિગમનકાળે તીર્થ ઉત્પન્ન થયું નહોતું અને તીર્થવિચ્છેદ સુવિધિનાથ પ્રમુખ તીર્થંકરોના સાત આંતરામાં થયેલ તે વખતે મોક્ષે ગયેલા તે પણ અતીર્થ સિદ્ધ.

બોધ પામી ચારિત્ર લઇ જે ( કરકંડુ પ્રમુખ ) મોક્ષે ગયા તે પ્રત્યેક-બુદ્ધસિદ્ધ ૧૧. ગુરૂના ઉપદેશવિના પોતાની મેળે બોધ પામી જે ( કપીલ પ્રમુખ ) મોક્ષે ગયા તે સ્વયંબુદ્ધસિદ્ધ ૧૨. ગુરૂના ઉપ-દેશથી બોધ પામી મોક્ષે ગયા તે બુદ્ધબોધિત સિદ્ધ ૧૩. એક એક સમયે એક એક ( મહાવીર દેવની પેઠે ) મોક્ષે જાય તે એક સિદ્ધ ૧૪. એક સમયમાં અનેક ( ઋષભ દેવની પેઠે ) મોક્ષે જાય તે અનેક સિદ્ધ ૧૫.

તીર્થંકર અને અતીર્થંકર એ બે ભેદમાં સર્વ ભેદનો અંત-ર્ભાવ થાય છે તોપણ એ બે ભેદ કહેવા માત્રથી બીજા ભેદનું જ્ઞાન થતું નહિ હોવાથી બીજા ભેદો કહેવામાં આવ્યા છે. સિદ્ધિ પદને પ્રાપ્ત થયેલા સઘળા જીવોમાં કોઈ જાતની ભિન્નતા નહિ હોવાથી એકજ ભેદ છે, પરંતુ આ પંદર ભેદ જે આપવામાં આ-વ્યા છે તે તેની પૂર્વ અવસ્થા આશ્રયી જાણવા. એ પ્રકારે સંસારી અને મુકત એમ બંનેના પ્રકારના જીવોના ભેદો રૂડે પ્રકારે સં-ક્ષેપથી કહ્યા. જીવો તો કેટલાક અસંખ્યાત અને કેટલાક અનંત છે પંરંતુ તેની જાતિદ્વારા ભેદ કહ્યા તેથી સંક્ષેપે કહ્યા એમ જ-ણાવ્યું છે. ૨૫

---

एतेषां जीवानां शरीरं (प्रमाणं) आयुःस्थितिः स्वकाये (स्थितिः)

**एएसिं जीवाणं, सरीरमाउठिई सकायम्मि;**

જીવોના શરીરનું પ્રમાણ, આયુષ્ય, સ્વકાયસ્થિતિ

प्राणयोनिप्रमाणं येषां यदस्ति तद् भणिष्यामः

**पाणजोणीपमाणं, जेसिं जं अत्थि तं भणिमो ॥२६॥**

**પ્રાણ અને યોનીનું પ્રમાણ જેઓનું જેટલું છે તે કહીશું.**

**એએસિં જીવાણું**—એ જીવોનું.
**સરીરં**=શરીરનું પ્રમાણ.
**આઉ**=આયુષ્યની
**ઠિઈ**=સ્થિતિ.
**સકાયંમિ**=સ્વકાય સ્થિતિ.
**પાણા**=પ્રાણ.
**જોણિ**=યોનિનું.
**પમાણં**=પ્રમાણ.
**જેસિં**=જેમનું.
**જં**=જેટલું.
**અત્થિ**=છે.
**તં ભણિમો**=તેટલું કહીશું.

**અર્થ**—એ જીવોના શરીરનું પ્રમાણ, આયુષ્ય સ્થિતિ. સ્વકાય સ્થિતિ, પ્રાણ અને યોનીનું પ્રમાણ, જેઓનું જેટલું છે તેટલું કહીશું. ૨૬

**વિવેચન**—એ પૂર્વે એકેંદ્રિયાદિક જીવો વર્ણવ્યા તેઓના શરીરનું પ્રમાણ ૧, જઘન્ય (ઓછામાં ઓછું) અને ઉત્કૃષ્ટ (વધારેમાં વધારે) આયુષ્યની સ્થિતિ ૨, પૃથ્વીકાય વગેરે જીવો મરણ પામી તેને તે જાતિમાંજ કેટલા કાળ સુધી ઉત્પન્ન થાય તે સ્વકાય સ્થિતિ, તેનું પ્રમાણ ૩, જેવડે જીવાય (જીવધારણ લક્ષણ) તે પ્રાણ ઈંદ્રિય વગેરે દશ છે, તેનું પ્રમાણ ૪, ચોરાશી લાખ યોનિ (ઉત્પત્તિ સ્થાન) છે તે માંહેથી કયા જીવોને કેટલી યોનિઓ છે એમ કહેવું તે યોનિપ્રમાણ ૫. એમ પાંચ બાબતનું પ્રમાણ જે જે જીવોનું જેટલું છે તેટલું કહીશું. અહીં 'પ્રમાણ' શબ્દનો સર્વત્ર સંબંધ છે. ૨૬

अङ्गुलासङ्ख्येयभागः शरीरमेकेन्द्रियाणां सर्वेषां

**अंगुलअसंखभागो, सरीरमेगिंदियाण सव्वेसिं;**

અંગુલના અસંખ્યાતમ ભાગ જેટલું } શરીર એકેંદ્રિયોનું સર્વ

योजनसहस्रमधिकं नवरं प्रत्येकवृक्षाणां

**जोयणसहस्समहियं, नवरं पत्तेयरुक्खाणं ॥ २७ ॥**

એક હજાર યોજનથી અધિક, એટલું વિશેષ પ્રત્યેક વનસ્પતિનું

| | |
|---|---|
| અંગુલ=આંગલના. | જોયણ=યોજન. |
| અસંખ=અસંખ્યાતમા. | સહસ્સં=હજાર. |
| ભાગો=ભાગ જેટલું. | અહિયં=અધિક. |
| સરીરં=શરીરનું પ્રમાણ. | નવરં=વિશેષ. |
| સવ્વેસિં એગિંદિયાણ=સર્વે એકેંદ્રિય જીવોનાં, | પત્તેય રૂક્ખાણં=પ્રત્યેક વનસ્પતિનું. |

**અર્થ**—સર્વ એકેંદ્રિય જીવોનું શરીર અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલું છે પણ એટલું વિશેષ છે કે પ્રત્યેક વનસ્પતિકાયનું શરીર એક હજાર યોજનથી અધિક છે. ૨૭

**વિવેચન**—હવે શરીરનું પ્રમાણ કહે છે—शीर्यते तत् शरीरम् એટલે વખતો વખત ક્ષય કે વૃદ્ધિદ્વારા જેના સ્વરૂપનો નાશ થાય તે શરીર. સર્વ એકેંદ્રિય જીવોનું શરીર અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલું સામાન્યથી કહેલું છે પણ સંગ્રહણી સૂત્રમાં વિશેષપણે આ રીતે કહે છે—" સૂક્ષ્મ નિગોદ[1] (સાધારણ વનસ્પતિ-

---

[1] સાધારણ વનસ્પતિના અનંતા જીવોનું એક શરીર હોવાથી અહીં નિગોદ શબ્દે અનંતા સાધારણ વનસ્પતિ જીવોનું શરીર એવો અર્થ લેવો. અને અનંત જીવોનું એક શરીર હોવાથી જીવો અનંતા હોવા છતાં શરીરો અસંખ્યાતાજ સમજવા.

કાય)નું અંગુલના અસંખ્યાતમા ભાગનું શરીર હોય, તેનાથી અ-
સંખ્યગુણુ સૂક્ષ્મ વાયુનું, તેનાથી અસંખ્યગુણુ સૂક્ષ્મ અગ્નિનું,
તેનાથી અસંખ્યગુણુ સૂક્ષ્મ અપ્કાયનું, તેનાથી અસંખ્યગુણુ
સૂક્ષ્મ પૃથ્વીકાયનું, તેનાથી અસંખ્યગુણુ બાદર વાયુનું, તેનાથી
અસંખ્યગુણુ બાદર અગ્નિનું, તેનાથી અસંખ્યગુણુ બાદર અ-
પ્કાયનું, તેનાથી અસંખ્યગુણુ બાદર પૃથ્વીકાયનું અને તેનાથી
અસંખ્યગુણુ બાદર નિગોદનું." સૂક્ષ્મ નિગોદ કરતાં અનુક્રમે એક
એકથી અસંખ્યાતગણું બીજા નવ પ્રકારના જીવોનું શરીર હોય
છે, છતાં તે સર્વનું અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલુંજ છે
કેમકે અસંખ્યાતાના અસંખ્યાત ભેદો છે. પ્રત્યેક વનસ્પતિનું શ-
રીર એક હજાર યોજનથી કંઈક અધિક છે. આ ઉત્કૃષ્ટ માન
સમુદ્ર વગેરે જળાશયોમાં ઉત્સેધ અંગુલના માપથી હજાર યો-
જન ઉંડા પાણીમાં કમળની નાળ (દાંડી) હોય છે તેનું જાણવું.
તથા અઢીદ્વીપની બહાર એવી મોટી વેલો પણ હોય છે. સમુદ્ર અને
દ્રહ વિગેરેનું માન[૧] પ્રમાણાંગુલે કહેલ છે અને શરીરનું માપ
ઉત્સેધાંગુલે કહેલ છે તેથી ઉત્સેધાંગુલના માપે હજાર યોજન
ઉપરાંત ઉંડા પાણીમાં જે કમળ હોય તે શ્રીદેવીના કમળની પેઠે
પૃથ્વીકાયનાં સમજવાં એટલે તેનો આકાર કમળ જેવો હોય પણ
તે પૃથ્વીકાય જીવોથી બનેલ હોય છે.

પૃથ્વીકાય વગેરે પાંચે પ્રકારના સૂક્ષ્મ જીવોના અસંખ્યાતાં
શરીરો એકત્ર થાય તો પણ ચર્મ ચક્ષુવડે દેખી શકાતાં નથી
અને પૃથ્વીકાયાદિ ચાર પ્રકારના બાદર જીવોના અસંખ્ય શરીરો

---

૧ પ્રમાણાંગુલ ઉત્સેધાંગુલથી ચારશેં ગણું મોટું હોય છે. ૨ ચાલુ
માપ થાય છે તે, આઠ આડા જવનું આંગળ.

એકત્ર હોય તો દેખી શકાય છે. એક લીલા આંબળા પ્રમાણ પૃથ્વીકાયમાં જેટલા જીવો કહેલા છે તેઓ જો સરસવ જેવડી કાયા કરે તો જંબૂદ્વીપમાં સમાઇ શકે નહિ. એક પાણીના બિંદુમાં જિનેશ્વરોએ જેટલા જીવો કહેલા છે તેઓ પારેવા જેવડી કાયા કરે તો જંબૂદ્વીપમાં સમાઈ શકે નહિ. ઇત્યાદિ. ૨૭

---

द्वादश योजनानि त्रीण्येव गव्यूतानि योजनं च अनुक्रमशः
**बारस जोयण तिन्नेव, गाउआ जोयणं च अणुकमसो;**
બાર યોજન ત્રણજ ગાઉ યોજન અને અનુક્રમે
द्वीन्द्रियत्रीन्द्रियचतुरिन्द्रियदेहस्योच्चत्वम्
**बेइंदियतेइंदियचउरिंदियदेहमुच्चत्तं ॥ २८ ॥**
બેઇંદ્રિય, તેઇંદ્રિય અને ચઉરિંદ્રિયના શરીરની ઉંચાઇ

**બારસ**=બાર.
**જોયણ**=યોજન.
**તિન્નેવ**=ત્રણજ.
**ગાઉઆ**=ગાઉ.
**જોયણં**=એક યોજન.
**અણુકમસો**=અનુક્રમે.
**દેહં**=શરીરનું
**ઉચ્ચત્તં**=ઉંચપણું.

**અર્થઃ**—બેઇંદ્રિય, તેઇંદ્રિય અને ચૌરિંદ્રિય જીવોના શરીરની ઉંચાઇ અનુક્રમે બાર યોજન, ત્રણ ગાઉ અને એક યોજન જાણવી. ૨૮.

**વિવેચન**—સ્વયંભૂરમણાદિ સમુદ્રને વિષે ઉત્પન્ન થતા શંખ વગેરે બેઇંદ્રિય જીવોના શરીરની ઉંચાઇ (લંબાઇ) બાર યોજન, અઢીદ્વીપની બહારના દ્વીપોને વિષે ઉત્પન્ન થનારા કાનખજુરા વગેરે તેઇંદ્રિય જીવોના શરીરની ઉંચાઇ (લંબાઇ) ત્રણ

ગાઉ અને અઢીદ્વીપ બહારના દ્વીપોને વિષે ઉત્પન્ન થનારા ભ્રમર વગેરે ચૌરિંદ્રિય જીવોના શરીરની ઉંચાઈ (લંબાઇ) ચાર ગાઉ હોય છે. અહીં બેઈંદ્રિય વગેરે જીવોની ઉત્કૃષ્ટ અવગાહના કહેલ છે અને તેવી અવગાહનાવાળા જીવો અઢીદ્વીપની બહારજ થાય છે, અઢીદ્વીપમાં ઉત્પન્ન થતા વિકલેંદ્રિય જીવોની અવગાહના બહુ અલ્પ હોય છે. અહીં ઉંચાઈ શબ્દે લંબાઈ સમજવી. ૨૮

---

पञ्चशतधनुःप्रमाणा नैरयिकाः सप्तम्यां पृथिव्यां

**धणुसयपंचपमाणा, नेरइया सत्तमाइ पुढवीए;**

પાંચશેં ધનુષ્યની ઉંચાઇવાળા, નારકજીવો સાતમી નરક પૃથ્વીમાં

ततः अर्द्धार्द्धोनाः ज्ञेयाः रत्नप्रभां यावत्

**तत्तो अद्धद्धूणा, नेया रयणप्पहा जाव ॥ २९ ॥**

તે કરતાં અર્ધઅર્ધઓછા પ્રમાણવાળા } જાણવા રત્નપ્રભા સુધી

**ધણુ**=ધનુષ્ય.
**સયપંચ**=પાંચશેં.
**સત્તમાઇ**=સાતમી.
**પુઢવીએ**=પૃથ્વીને વિષે.
**તત્તો**=તે કરતાં.
**અદ્ધદ્ધૂણા**=અર્ધા અર્ધા ઓછા.
**પમાણા**=પ્રમાણવાળા.
**નેરઇયા**=નારકીઓ.
**નેયા**=જાણવા.
**રયણપ્પહા**=રત્નપ્રભા.
**જાવ**=જ્યાંસુધી.

**અર્થઃ**—પાંચશેં ધનુષ્યની ઉંચાઇવાળા નારક જીવો સાતમી નરક પૃથ્વીને વિષે અને તે કરતાં અર્ધ અર્ધ ઓછા પ્રમાણવાળા નારક જીવો રત્નપ્રભા પર્યંત જાણવા. ૨૯

**વિવેચન**—તમસ્તમઃપ્રભા નામની સાતમી નરક પૃથ્વીને વિષે થનારા નારક જીવોના શરીરનું પ્રમાણ ઉત્કૃષ્ટ પાંચશેં ધનુષ્ય હોય છે. તે પછી વ્યુત્ક્રમે (ઉલટા ક્રમે) રત્નપ્રભા પર્યંતના નારક જીવોનું પ્રમાણ અર્ધું અર્ધું જાણવું એટલે છઠ્ઠી તમઃપ્રભા પૃથ્વીના નારકોનું અઢીશેં ધનુષ્ય, પાંચમી ધૂમપ્રભા પૃથ્વીના નારકોનું સવા સો ધનુષ્ય, ચોથી પંકપ્રભા પૃથ્વીના નારકોનું સાડી બાસઠ ધનુષ્ય, ત્રીજી વાલુકાપ્રભા પૃથ્વીના નારકોનું સવા એકત્રીશ ધનુષ્ય, બીજી શર્કરાપ્રભા પૃથ્વીના નારકોનું સાડા પંદર ધનુષ્ય બાર આંગળ અને પહેલી રત્નપ્રભા પૃથ્વીના નારકોનું શરીર પોણા આઠ ધનુષ્ય અને છ આંગળ હોય છે. આ શરીરની ઉંચાઈનું માપ ઉત્સેધાંગુલે ગણવાનું છે. આ શરીરપ્રમાણ નારક જીવોનાં સ્વાભાવિક શરીરનું ઉત્કૃષ્ટ જાણવું, ઉત્તર વૈક્રિય શરીર તો પૂર્વોક્ત મૂળ શરીર કરતાં દરેકને બમણું બમણું જાણવું. નરક પૃથ્વીના દરેક પ્રતરે ઓછાવત્તું શરીરનું પ્રમાણ હોય છે તે સંગ્રહણી વગેરે ગ્રંથોથી જાણવું. ૨૯

---

योजनसहस्रमाना मत्स्या उरगाश्च गर्भजा भवन्ति

**जोयणसहस्समाणा, मच्छा उरगा य गब्भया हुंति;**

હજાર યોજનના પ્રમાણવાળા, મત્સ્ય ઉરઃપરિસર્પ ગર્ભજ હોય છે.

धनुःपृथक्त्वं पक्षिषु भुजपरिसर्पाणां गव्यूतपृथक्त्वम्

**धणुहपुहुत्तं पक्खीसु, भुअचारी गाउअपुहुत्तं ॥३०॥**

ધનુષ્ય પૃથક્ત્વ પક્ષીઓનું ભુજપરિસર્પનું ગાઉ પૃથક્ત્વ

**જોયણ**=યોજનના.
**સહસ્સ**=હજાર,
**માણા**=માન, પ્રમાણવાળા.
**મચ્છા**=મત્સ્ય, માછલાં.
**ઉરગા**=ઉરઃપરિસર્પ.
**ગબ્ભયા**=ગર્ભજ.
**હુંતિ**=છે.
**ધણુઅ**=ધનુષ્ય.
**પુહુત્તં**=પૃથક્ત્વ, બેથી નવ સુધી-
**પક્ખીસુ**=પક્ષીનું.
**ભુયચારી**=ભુજપરિસર્પનું.
**ગાઉઅપુહુત્તં**=ગાઉ પૃથક્ત્વ.

**અર્થઃ**—ગર્ભજ મત્સ્ય (જળચર) અને ગર્ભજ ઉરઃપરિ- સર્પ હજાર યોજનના પ્રમાણવાળા હોય છે. ગર્ભજ પક્ષીઓનું શરીરપ્રમાણ ધનુષ્ય પૃથક્ત્વ ( બેથી નવ પર્યંત ) અને ગર્ભજ ભુજપરિસર્પનું ગાઉ પૃથક્ત્વ જાણવું. ૩૦

**વિવેચન**—ગર્ભજ અને સંમૂર્ચ્છિમ મત્સ્ય (જલચર) અને ગર્ભજ ઉરઃપરિસર્પના શરીરનું પ્રમાણ એક હજાર યોજન હોય છે. આવા મોટા મત્સ્યો સ્વયંભૂરમણ સમુદ્રને વિષે થાય છે અને આવા ઉત્કૃષ્ટ શરીરવાળા ઉરઃપરિસર્પો અઢીદ્વીપની બહારના દ્વીપોમાં હોય છે. મત્સ્ય શબ્દ કહેવા વડે બીજા જળચર જીવો પણ લેવા. **च** શબ્દથી સમૂર્ચ્છિમ મત્સ્યનું શરીર પણ એક હજાર યોજન કહેવું. ગર્ભજ પક્ષીઓના શરીરનું પ્રમાણ ધનુષ્ય પૃથક્ત્વ ( બે થી નવ ધનુષ્ય ) હોય છે. અને ગરોળી વગેરે ગર્ભજ ભુજપરિસર્પનું પ્રમાણ ગાઉ પૃથક્ત્વ હોય છે. ૩૦

---

**खचराणां धनुःपृथक्त्वं भुजगानां उरगाणां च योजनपृथक्त्वं**

## खयरा धणुहपुहुत्तं, भुअगा उरगा य जोयणपुहुत्तं;

**પક્ષીઓનું ધનુષ્યપૃથક્ત્વ ભુજપરિસર્પનું ઉરપરિસર્પનું યોજનપૃથક્ત્વ**

गव्यूतपृथक्त्वमात्रा संमूर्छिमाश्चतुष्पदा भणिताः

**गाउअपुहुत्तमित्ता, समुच्छिमा चउपया भणिया ॥३१॥**

ગાઉપૃથક્ત્વના પ્રમાણવાળા સંમૂર્છિમ ચતુષ્પદો કહ્યા છે.

| | |
|---|---|
| ખયરા=ખેચરનું. | જોયણ પુહુત્તં=યોજન પૃથક્ત્વ. |
| ભુયગા=ભુજપરિસર્પનું. | સમુચ્છિમા=સંમૂર્છિમ. |
| ધણુહપુહુત્તં=ધનુષ્ય પૃથક્ત્વ. | ચઉપયા=ચાર પગવાળા. |
| ઉરગા=ઉરઃપરિસર્પનું. | ભણિયા=કહ્યા છે. |
| મિત્તા=પ્રમાણવાલા. | ગાઉઅપુહુત્તમિત્તા=ગાઉપૃથક્ત્વમાત્ર. |

**અર્થઃ**—સંમૂર્ચ્છિમ પક્ષી અને ભુજપરિસર્પનું ધનુષ્ય પૃથક્ત્વ શરીર પ્રમાણ જાણવું. અને સંમૂર્ચ્છિમ ઉરઃપરિસર્પનું યોજન પૃથક્ત્વ શરીર પ્રમાણ જાણવું. ગાઉ પૃથક્ત્વના પ્રમાણવાળા સંમૂર્ચ્છિમ ચતુષ્પદ કહ્યા છે. ૩૧

**વિવેચન**—સંમૂર્ચ્છિમ પક્ષીઓ અને સંમૂર્છિમ ભુજપરિસર્પના શરીરનું પ્રમાણ ધનુષ્ય પૃથક્ત્વ હોય છે. સંમૂર્છિમ ઉરઃ-પરિસર્પના શરીરનું પ્રમાણ યોજનપૃથક્ત્વ હોય છે અને સંમૂર્ચ્છિમ ચતુષ્પદના શરીરનું પ્રમાણ ગાઉપૃથક્ત્વ હોય છે. કેટલાએક પુસ્તકોમાં **उरगा भुयगाय जोयणपुहुत्तं** એવો પાઠ છે, તે મુજબ ભુજપરિસર્પનું શરીર યોજનપૃથક્ત્વ થાય છે પણ તે વિચારવા યોગ્ય છે, કેમકે એ પાઠ લેતાં પ્રજ્ઞાપના અને સંગ્રહણી વગેરે સૂત્રો સાથે વિરોધ આવે છે. ૩૧

षड्गव्यूतान्येव चतुष्पदा गर्भजा मुणितव्याः (मन्तव्याः)

**छच्चेव गाउआइं, चउप्पया गब्भया मुणेयव्वा;**

છ ગાઉના પ્રમાણવાળા નિશ્ચે } ચતુષ્પદો ગર્ભજ માનવા.

क्रोशत्रिकं च मनुष्याः उत्कृष्टतः शरीरमानेन

**कोसतिगं च* मणुस्सा, उक्कोस सरीरमाणेणं ॥३२॥**

ત્રણ ગાઉ અને મનુષ્યો — ઉત્કૃષ્ટથી શરીરના પ્રમાણ વડે

છચ્ચેવ=નિશ્ચે છ.
ગાઉઆઇં-ગાઉના પ્રમાણવાળા.
ચઉપ્પયાગબ્ભયા=ગર્ભજ ચતુષ્પદો
મુણેયવ્વા=જાણવા.
કોસ=ગાઉ.

તિગં=ત્રણ.
મણુસ્સા=મનુષ્ય.
ઉક્કોસ=ઉત્કૃષ્ટ.
સરીરમાણેણં=શરીરના પ્રમાણવડે.

**અર્થ**:—ગર્ભજ ચતુષ્પદ નિશ્ચે છ ગાઉના પ્રમાણવાળા માનવા. અને ગર્ભજ મનુષ્યો ઉત્કૃષ્ટથી શરીરના પ્રમાણવડે ત્રણ ગાઉ જાણવા. ૩૨

**વિવેચન**—ગર્ભજ ચતુષ્પદના શરીરનું પ્રમાણ છ ગાઉ હોય, એવા મોટા હાથીઓ દેવકુરૂ તથા ઉત્તરકુરૂને વિષે ઉત્પન્ન થાય છે. ગર્ભજ મનુષ્યના શરીરનું પ્રમાણ ઉત્કૃષ્ટથી ત્રણ ગાઉ હોય છે, આવા ઉંચા શરીરવાળા મનુષ્યો દેવકુરૂ અને ઉત્તરકુરૂ નામના યુગલિયાના ક્ષેત્રમાં તેમજ ભરત અને ઐરવત ક્ષેત્રમાં સુષમસુષમા નામના પહેલા આરામાં ઉત્પન્ન થાય છે. ૩૨

---

ईशानान्तं सुराणां रत्नयः सप्त भवन्ति उच्चत्वं

**ईसाणंत सुराणं, रयणीउ सत्त हुंति उच्चत्तं;**

ઈશાન દેવલોક પર્યંતના દેવોની — હાથ સાત હોય છે. ઉંચાઈ

---

* कोसतिगुच्च ( ત્રણ ગાઉ ઉંચા ) इति पाठान्तरे.

द्विद्विद्विचतुर्ग्रैवेयकानुत्तरेषु एकैकपरिहानिः

**दुगदुगदुगचउगेविज्जणुत्तरे इक्किकपरिहाणी ॥ ३३ ॥**

**બે, બે, બે અને ચાર દેવલોક, ગ્રૈવેયક અને અનુત્તર વિમાનમાં } એક એક હાથ ન્યૂન**

| | |
|---|---|
| **ઇસાણંત**=(બીજા)ઇશાનદેવલોક પર્યંત. | **દુગ**=બે દેવલોક. |
| **સુરાણં**=દેવતાઓની. | **ચઉ**=ચાર દેવલોક. |
| **રયણીઓ**=હાથ. | **ગેવિજ્જ**=(નવ)ગ્રૈવેયક, |
| **સત્ત**=સાત. | **અણુત્તરે**=(પાંચ)અનુત્તરમાં. |
| **હુંતિ**=હોય છે. | **ઇક્કિક્ક**=એક એક. |
| **ઉચ્ચત્તં**=ઉંચાઇ. | **પરિહાણી**=ઓછી કરવી. |

**અર્થઃ**—ઇશાન દેવલોક પર્યંતના દેવોની શરીરની ઉંચાઈ સાત હાથ હોય છે. તે પછી બે, બે, બે અને ચાર દેવલોકે, નવગ્રૈવેયકે અને અનુત્તર વિમાનને વિષે શરીરની ઉંચાઇ એક એક હાથ ઓછી જાણવી. ૩૩

**વિવેચનઃ**—ઇશાન દેવલોક પર્યંત એટલે ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ્ક, પંદર પરમાધામી, દશ તિર્યગ્જૃંભક, પ્રથમ કિલ્બીષીયા અને સૌધર્મ ઇશાન દેવલોકના દેવોના શરીરની ઉંચાઇ સાત હાથ હોય છે. તે પછી એક એક હાથ ઘટાડતાં જવું એટલે સનત્કુમાર અને માહેંદ્ર દેવલોકે તેમજ બીજા કિલ્બીષીયાનું છ હાથ, બ્રહ્મલોક અને લાંતકે તેમજ નવલોકાંતિક અને ત્રીજા કિલ્બીષીયાનું પાંચ હાથ, શુક્ર અને સહસ્રારે ચાર હાથ, આનત પ્રાણુત આરણુ અને અચ્યુત દેવલોકે ત્રણુ હાથ, નવ ગ્રૈવેયકે બે હાથ અને પાંચ અનુત્તર વિમાને એક હાથ દેવોના શરીરની ઉંચાઈ જાણુવી. આ શરીરનું પ્રમાણુ સર્વ જીવોનું ઉત્સેધાંગુલના

માપે જાણવું. આ દેવતાના શરીરનું પ્રમાણ ભવધારણીય (મૂળ) શરીરનું સમજવું, ઉત્તર વૈક્રિય શરીરનું પ્રમાણ તો સર્વનું એક લાખ યોજન હોય છે. ગ્રૈવેયક અને અનુત્તરવાસી દેવોને ઉત્તર વૈક્રિય શરીર નથી, તેઓને શક્તિ છે છતાં પણ પ્રયોજનના અભાવે તેઓ ઉત્તર વૈક્રિય શરીર કરતા નથી. ૩૩

---

द्वाविंशतिः पृथिव्याः सप्त अप्कायस्य त्रीणि वायुकायस्य

**बावीसा पुढवीए, सत्तय आउस्स तिन्नि वाउस्स;**

બાવીશ પૃથ્વીકાયનું, સાત અપ્કાયનું, ત્રણ વાઉકાયનું

वर्षसहस्राः दश तरुगणानां तेजकायस्य त्रीणि अहोरात्राणि

**वाससहस्सा दस तरुगणाण तेऊ तिरत्ताऊ ॥३४॥**

હજાર વર્ષ દશ પ્રત્યેક વનસ્પતિના સમૂહનું તેઉકાયનું ત્રણ અહોરાત્રિ

બાવીસા=બાવીશ.
પુઢવીએ=પૃથ્વીકાયનું
સત્તય=સાત.
આઉસ્સ=અપ્કાયનું
તિન્નિ=ત્રણ.
વાઉસ્સ=વાયુકાયનું.
વાસ=વરસ,
સહસ્સા=હજાર.
દસ=દશ.
તરુ=પ્રત્યેક વનસ્પતિના,
ગણાણ=સમૂહનું.
તેઉ=તેઉકાયનું
તિરત્તા=ત્રણ અહોરાત્ર.
આઊ=આયુષ્ય.

**અર્થ**:—પૃથ્વીકાયનું બાવીશ હજાર વર્ષ, અપ્કાયનું સાત હજાર હર્ષ, વાઉકાયનું ત્રણ હજાર વર્ષ, પ્રત્યેક વનસ્પતિના સ-

મૂહનું દશ હજાર વર્ષ અને તેઉ કાયનું ત્રણ અહોરાત્રિ આ-
ચુષ્ય જાણવું. ૩૪

**વિવેચન**—હવે આયુષ્યની સ્થિતિ કહે છે—એક ભવથી
બીજા ભવમાં **સંક્રમણકરતાં** (જતાં) જીવોને નિશ્ચયે ઉદય
આવે તે આયુષ્ય. **વાસસહસ્સા** શબ્દનો સંબંધ દરેકની સાથે હો-
વાથી પૃથ્વીકાય જીવોનું ઉત્કૃષ્ટ આયુષ્ય બાવીશ હજાર વર્ષ, અપ્કાય
જીવોનું ઉત્કૃષ્ટ આયુષ્ય સાત હજાર વર્ષ, વાયુકાય જીવોનું ઉત્કૃષ્ટ
આયુષ્ય ત્રણ હજાર વર્ષ અને પ્રત્યેક વનસ્પતિકાય જીવોનું ઉ-
ત્કૃષ્ટ આયુષ્ય દશ હજાર વર્ષ જાણવું. તેઉકાયનું ઉત્કૃષ્ટ આયુ-
ષ્ય ત્રણ અહોરાત્રિનું જાણવું. એ સર્વનું જઘન્ય આયુષ્ય અંત-
ર્મુહૂર્ત જાણવું. ઉત્કૃષ્ટ અને જઘન્ય વચ્ચેની આયુષ્ય સ્થિતિ તે
મધ્યમ સ્થિતિ જાણવી. અહીં ગ્રંથકારે પૃથ્વીકાયની સ્થિતિમાં
તરતમતા બતાવી નથી તોપણ બીજા ગ્રંથથી કહીએછીએ—સુંવા-
ળી પૃથ્વી, શુદ્ધ પૃથ્વી (કુમાર મૃત્તિકા), રેતી, મણશિલ, પત્થ-
રના કાંકરા, અને કઠણ પૃથ્વીનું આયુષ્ય અનુક્રમે એક હજાર,
બાર હજાર, ચૌદ હજાર, સોળ હજાર, અઢાર હજાર અને બા-
વીશ હજાર વર્ષ હોય છે. ૩૪

---

वर्षाणि द्वादशआयुः द्वीन्द्रियाणां त्रीन्द्रियाणां तु

**वासाणि बारसाऊ, बिइंदियाणं तिइंदियाणं तु;**

વર્ષો બાર આયુષ્ય, બેઇંદ્રિયોનું તેઇંદ્રિયજીવોનું તો

एकोनपञ्चाशद्दिनानि चतुरिन्द्रियाणां तु षण्मासाः

**अउणापन्नदिणाइं, चउरिंदीणं तु छम्मासा ॥३५॥**

ઓગણપચાસ દિવસ ચૌરિંદ્રિયોનું નિશ્ચે ૭ મહીના

| | |
|---|---|
| વાસાણિ=વરસ. | તુ=તો. |
| બારસ=બાર. | અઉણાપન્ન=ઓગણપચાસ. |
| આઊ=આયુષ્ય. | દિણાઇં=દિવસ. |
| બિઇંદિયાણું=બેઇંદ્રિય જીવોનું. | ચઉરિંદીણું=ચઉરિંદ્રિય જીવોનું. |
| તિઇંદિયાણું=તેઇંદ્રિય જીવોનું. | છમ્માસા—છ મહીના. |

**અર્થ**:—બેઇંદ્રિયનું બાર વર્ષ, તેઇંદ્રિયનું ઓગણપચાસ દિવસ અને ચૌરિંદ્રિયનું છ માસ આયુષ્ય જાણવું. ૩૫

**વિવેચન**—આયુષ્ય શબ્દનો સંબંધ દરેકની સાથે હોવાથી બેઇંદ્રિય જીવોનું બાર વર્ષ, તેઇંદ્રિય જીવોનું ઓગણપચાસ દિવસ અને ચૌરિંદ્રિય જીવોનું છ માસ ઉત્કૃષ્ટ આયુષ્ય જાણવું. એ સર્વ જીવોનું જઘન્ય આયુષ્ય અંતર્મુહૂર્ત હોય છે. ૩૫

सुरनैरयिकाणां स्थितिः उत्कृष्टा सागरोपमानि त्रयस्त्रिंशत्

**सुरनेरइयाण ठिई, उक्कोसा सागराणि तित्तीसं;**

દેવ અને નારકોની સ્થિતિ ઉત્કૃષ્ટ સાગરોપમ તેત્રીશ

चतुष्पदतिर्यङ्मनुष्याणां त्रीणि च पल्योपमानि भवन्ति

**चउपयतिरियमणुस्सा, तिन्नि य पलिउवमा हुंति॥३६॥**

ચતુષ્પદતિર્યંચ અને મનુષ્યની ત્રણ અને પલ્યોપમ હોય છે.

| | |
|---|---|
| સુર—દેવતા (અને) | ચઉપય—ચારપગવાળા. |
| નેરઇયાણ—નારકીની | તિરિય—તિર્યંચ (અને) |
| ઠિઈ—સ્થિતિ. | મણુસ્સા—મનુષ્યની |
| ઉક્કોસા—ઉત્કૃષ્ટથી. | તિન્નિય—ત્રણ. |
| સાગરાણિ—સાગરોપમ. | પલિઓવમા—પલ્યોપમ. |
| તિત્તીસં—તેત્રીશ. | હુંતિ—હોય છે. |

**અર્થઃ**—દેવ તથા નારકોની ઉત્કૃષ્ટ સ્થિતિ તેત્રીશ સાગરોપમ અને ચતુષ્પદતિર્યંચ તથા મનુષ્યની ત્રણ પલ્યોપમ હોય છે.૩૯

**વિવેચન**—દેવ અને નારક જીવોનું ઉત્કૃષ્ટ આયુષ્ય તેત્રીશ સાગરોપમ હોય છે; એવી ઉત્કૃષ્ટ સ્થિતિ અનુત્તર વિમાનવાસી દેવો અને સાતમી નરક પૃથ્વીના નારકોની હોય છે. ચતુષ્પદ તિર્યંચ અને ગર્ભજ મનુષ્યનું ઉત્કૃષ્ટ આયુષ્ય ત્રણ પલ્યોપમ હોય છે; એવા આયુષ્યવાળા જીવો દેવકુરૂ અને ઉત્તરકુરૂને વિષે તથા ભરત અને એરવત ક્ષેત્રને વિષે પહેલા આરામાં હોય છે. દેવ અને નારકનું જઘન્ય આયુષ્ય દશ હજાર વર્ષ હોય છે. મનુષ્ય અને તિર્યંચનું જઘન્ય આયુષ્ય અંતર્મુહૂર્ત હોય છે. પલ્ય એટલે ખાડો, ખાડાના માપથી ગણતરી કરવી તે પલ્યોપમ. એક પલ્યોપમના અસંખ્યાતા વર્ષ થાય છે અને દશ કોડાકોડી પલ્યોપમે એક સાગરોપમ થાય છે. આ પલ્યોપમ અને સાગરોપમનું માપ છ પ્રકારે થાય છે તેમાં સૂક્ષ્મ અદ્ધાપલ્યોપમ અને સાગરોપમવડે અહીં ગણુતરી કરવાની છે. પલ્યોપમ અને સાગરોપમનું સ્વરૂપ[1] જીવવિચારની મોટી ટીકા તથા સંગ્રહણી આદિ ગ્રંથોથી જાણી લેવું. ૩૯

---

૧ તે અદ્ધાપલ્યોપમનું સ્વરૂપ આ પ્રમાણેઃ—

ચાર ગાઉ લાંબો, પહોળો અને ઉંડો કૂવો યુગલિયા મનુષ્યના અતિ સૂક્ષ્મ કરેલા વાળથી ઠાંસી ઠાંસીને ભર્યો હોય તેમાંથી સો સો વર્ષે એક વાળનો વિભાગ કાઢતાં જેટલે કાળે તે કૂવો ખાલી થાય તેટલા કાળને એક બાદર અદ્ધાપલ્યોપમ કહેવાય. પૂર્વોક્ત વાળના એકેક કકડાના અસંખ્યાત સૂક્ષ્મ કકડા કલ્પીએ અને પછી સો સો વર્ષે એક એક કાઢીતાં તે ખાડો ખાલી થાય ત્યારે સૂક્ષ્મ અદ્ધાપલ્યોપમ થાય. તેનાવડે આયુષ્યની ગણુના કરવી. શાસ્ત્રમાં ઉદ્ધાર, અદ્ધા અને ક્ષેત્ર અને તેના સૂક્ષ્મ અને બાદર ભેદ કરતાં છ પ્રકારનાં પલ્યોપમ કહેલાં છે.

जलचरोरगभुजगानां परमायुः भवति पूर्वकोटी तु

**जलयरउरभुयगाणं, परमाऊ होइ पुव्वकोडी उ;**

જળચર, ઉરઃપરિસર્પ અને ભુજપરિસર્પનું } ઉત્કૃષ્ટ આયુ હોય છે. પૂર્વ ક્રોડ

पक्षिणां पुनर्भणितः असङ्ख्येयभागश्च पल्योपमस्य

**पक्खीणं पुण भणिउ, असंखभागो य पलियस्स ॥३७॥**

પક્ષીઓનું વળી કહેલું છે. અસંખ્યાતમો ભાગ અને પલ્યોપમનો

**જલયર**=જલચર,
**ઉર**—ઉદરથી ચાલનારા (અને)
**ભુયગાણં**—ભુજાથી ચાલનારાનું
**પરમાઊ**—ઉત્કૃષ્ટ આયુષ્ય.
**હોઇ**—હોય છે.
**પુવ્વકોડીઓ**—પૂર્વ કોડી.

**પંખ્ખીણં**—પક્ષીઓનું.
**પુણ**—વળી.
**ભણિઓ**—કહેલું છે.
**અસંખભાગો**—અસંખ્યાતમો ભાગ.
**પલિયસ્સ**—પલ્યોપમનો.

**અર્થઃ**—જળચર, ઉરઃપરિસર્પ અને ભુજપરિસર્પનું ઉત્કૃષ્ટ આયુષ્ય પૂર્વ ક્રોડ વર્ષ હોય છે. પક્ષીઓનું વળી પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ કહેલું છે. ૩૭

**વિવેચન**—ગર્ભજ અને સંમૂર્ચ્છિમ એ બંને પ્રકારના જળચર જીવોની સરખી સ્થિતિ હોવાથી જળચર શબ્દે બંને પ્રકાર લેવા. સંમૂર્ચ્છિમ તથા ગર્ભજ જળચર, ગર્ભજ ઉરઃપરિસર્પ અને ગર્ભજ ભુજપરિસર્પનું ઉત્કૃષ્ટ આયુષ્ય પૂર્વ ક્રોડવર્ષ હોય છે. સિત્તેર લાખ છપ્પન્ન હજાર ક્રોડ વર્ષે એક પૂર્વ થાય, એવા ક્રોડ પૂર્વનું આયુષ્ય જાણવું. ગર્ભજ પક્ષીઓનું ઉત્કૃષ્ટ આયુષ્ય પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ હોય છે. અહીં ગ્રંથકારે

સ્થલચરાદિ સંમૂચ્છિંમ જીવોની ઉત્કૃષ્ટ આયુઃસ્થિતિ કહેલ નથી પણ સંગ્રહણી વગેરે ગ્રંથમાં તે માટે આ મૂજબ ગાથા આપી છે —समुच्छीपणिंदिथलखयरउरगभुयगजिट्ठठिइकमसो। वास सहस्सा चुलसी बिसत्तरि तिपन्न बायाला ॥ १ ॥ એટલે સંમૂચ્છિમ પંચેંદ્રિય સ્થળચર, ખેચર, ઉરઃપરિસર્પ અને ભુજપરિસર્પનું ઉત્કૃષ્ટ આયુષ્ય અનુક્રમે ૮૪૦૦૦, ૭૨૦૦૦, ૫૩૦૦૦, ૪૨૦૦૦ વર્ષ હોય છે. ૩૭

---

सर्वे सूक्ष्माः साधारणाश्च संमूर्छिमा मनुष्याश्च

**सव्वे सुहुमा साहारणा, य समुच्छिमा मणुस्सा य;**

બધા સૂક્ષ્મ જીવો, સાધારણ વનસ્પતિ અને સમૂર્છિમ મનુષ્યો અને

उत्कर्षेण जघन्येन अन्तर्मुहूर्त्तं एव जीवन्ति

**उक्कोस जहन्नेणं, अंतमुहुत्तं चिय जियंति ॥३८॥**

ઉત્કૃષ્ટથી જઘન્યથી અંતર્મુહૂર્ત નિશ્ચે જીવે છે.

**સવ્વે**—સર્વ.
**સુહુમા**—સૂક્ષ્મ જીવો
**સાહારણા**—સાધારણ વનસ્પતિ
**સમુચ્છિમા**—સંમૂચ્છિંમ.
**મણુસ્સા**—મનુષ્ય.
**ઉક્કોસ**=ઉત્કૃષ્ટથી.
**જહન્નેણં**—જઘન્યથી
**અંતમુહુત્તં**—અંતર્મુહૂર્ત્ત
**ચિય**—માત્ર
**જિયંતિ**—જીવે છે.

**અર્થઃ**—સર્વ સૂક્ષ્મ એકેંદ્રિય જીવો, બાદર સાધારણ વનસ્પતિ (અનંતકાય-નિગોદ) અને સંમૂચ્છિંમ મનુષ્યો ઉત્કૃષ્ટથી તથા જઘન્યથી અંતર્મુહૂર્ત નિશ્ચે જીવે છે. ૩૮

**વિવેચન**—પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય અને સાધારણ વનસ્પતિકાય એ પાંચે સૂક્ષ્મ જીવો અને બાદર સાધારણ વનસ્પતિ અને સંમૂર્ચ્છિમ મનુષ્યોનું ઉત્કૃષ્ટ અને જઘન્ય આયુષ્ય અંતર્મુહૂર્ત હોય છે. અંતર્મુહૂર્તના ભેદ અસંખ્યાતા હોવાથી જઘન્ય અને ઉત્કૃષ્ટ બંને પ્રકારના આયુષ્યની સ્થિતિ અંતર્મુહૂર્તની કહી છે. સંમૂર્ચ્છિમ મનુષ્યો એકસો એક ક્ષેત્રમાં ઉત્પન્ન થનારા ગર્ભજ મનુષ્યનાં મલમૂત્રાદિ ચૌદ પ્રકારનાં અશુચિ સ્થાનોમાં ઉત્પન્ન થાય છે. આ ચૌદ સ્થાન ત્રેવીશમી ગાથાના વિવેચનમાં બતાવ્યાં છે. એ સંમૂર્છિમ મનુષ્યના શરીરની અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલી હોય છે અને તે અસંજ્ઞિ તથા મિથ્યાદૃષ્ટિ હોય છે અને અપર્યાપ્ત અવસ્થાએ જ મરણ પામે છે. ૩૮

---

अवगाहनाऽऽयुर्मानं एवं संक्षेपतः समाख्यातं

**ओगाहणाउमाणं, एवं संखेवओ समक्खायं;**

અવગાહના અને આયુષ્યનું પ્રમાણ } એ રીતે સંક્ષેપથી રૂડે પ્રકારે કહેલું છે.

ये पुनरत्र विशेषाः विशेषसूत्रात् ते ज्ञेयाः

**जे पुण इत्थ विसेसा, विसेससुत्ताउ ते नेया ॥३९॥**

જે વળી અહીં અધિક છે વિશેષ સૂત્રથી તે જાણવા.

**ઓગાહણા**—અવગાહના ( અને )
**આઉ**—આયુષ્યનું
**માણં**—પ્રમાણ
**એવં**—એવી રીતે
**સંખેવઓ**—સંક્ષેપે કરી
**સમક્ખાયં**—રૂડે પ્રકારે કહ્યું
**જે**—જે
**પુણ**—વલી
**ઇત્થ**—અહીં
**વિસેસા**—વિશેષ, અધિક
**વિસેસસુત્તાઉ**—પન્નવણા વિગેરે વિશેષ સૂત્રોથી.
**તે**—તે
**નેયા**—જાણી લેવા.

**અર્થ**—અવગાહના ( શરીરની ઉંચાઈ ) અને આયુષ્યનું પ્રમાણ એ રીતે સંક્ષેપથી રૂડે પ્રકારે કહેલું છે. જે વળી એમાં અધિક છે તે વિશેષ સૂત્ર ( પ્રજ્ઞાપના વગેરે ) થકી જાણવું. ૩૯

**વિવેચન**—જીવો જેને વિષે અવગાહન કરે (રહે) તે અવગાહના એટલે શરીરની ઉંચાઈ અથવા લંબાઇ તેનું પ્રમાણ[1] અને આયુષ્યનું પ્રમાણ પૂર્વોક્ત રીતે સંક્ષેપથી રૂડે પ્રકારે એકેંદ્રિયથી માંડીને પંચેંદ્રિય પર્યંત સર્વ જીવોનું કહ્યું. પરંતુ દેવલોક અને નરક પૃથ્વીના પ્રતરને આશ્રયી અને જીવોની જુદી જુદી જાતિને આશ્રયી આયુષ્ય અને અવગાહના સંબંધી જે કાંઈ વિશેષ હકીકત છે તે સંગ્રહણી તથા પન્નવણા વગેરે સૂત્રોથી જાણી લેવી. અહીં તો સામાન્યથી જઘન્ય ઉત્કૃષ્ટ અવગાહના અને આયુષ્ય જણાવેલ છે. ૩૯

---

एकेन्द्रियाश्च सर्वे असङ्ख्येयोत्सर्पिण्यवसर्पिणीः स्वकाये

**एगिंदिया य सव्वे, असंखउस्सप्पिणी सकायम्मि;**

એકેંદ્રિયો અને બધા અસંખ્યાત ઉત્સર્પિણી અવસર્પિણી સુધી સ્વકાયને વિષે

उत्पद्यन्ते च्यवन्ते च अनन्तकायाः अनन्ताः

**उववज्जंति चयंति य, अणंतकाया अणंताउ ॥४०॥**

ઉપજે છે ચ્યવે છે અને, અનંતકાય અનંત ઉત્સર્પિણી અવસર્પિણી

---

૧ જળચર મત્સ્યાદિના તથા ઉરપરિસર્પ તથા ભુજપરિસર્પના શરીરનું જે પ્રમાણ કહ્યું છે તે લંબાઇને અનુસરીને જાણવું.

**ઉસ્સપ્પિણી**=ઉત્સર્પિણી અને અવસર્પિણી.
**સકાયંમિ**=પોતાની કાયાને વિષે.
**ઉવવજ્જંતિ**=ઉપજે છે.
**ચયંતિ**=ચ્યવે છે.
**અણંતાઓ**=અનંત ઉત્સર્પિણી અને અવસર્પિણી સુધી.

**અર્થ**—બધા એકેંદ્રિય જીવો સ્વકાય (પોતાની કાયા)ને વિષે અસંખ્યાત ઉત્સર્પિણી અને અવસર્પિણી સુધી ઉપજે છે અને ચ્યવે છે (જન્મ મરણ કરે છે). અનંતકાય જીવો અનંત ઉત્સર્પિણી અને અવસર્પિણી સુધી સ્વકાયમાં ઉપજે છે અને ચ્યવે છે. ૪૦

**વિવેચન**—પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય અને પ્રત્યેક વનસ્પતિકાય એ સર્વ એકેંદ્રિય જીવો પોતાની કાયામાં અસંખ્યાત ઉત્સર્પિણી અને અવસર્પિણી સુધી ઉપજે છે અને ચ્યવે છે એટલે પૃથ્વીકાય જીવો પૃથ્વીકાયને વિષેજ એટલા વખત સુધી વારંવાર ઉપજે છે અને મરણ પામે છે; એમ અપ્કાય વગેરે જીવો પણ પોતપોતાની કાયમાં વારંવાર જન્મ મરણ કર્યા કરે તે સ્વકાયસ્થિતિ જાણવી. અને અનંતકાય (સાધારણ વનસ્પતિ) જીવો અનંત ઉત્સર્પિણી અને અવસર્પિણી સુધી સ્વકાયમાં જન્મ મરણ કર્યા કરે છે. અનંતકાય જીવોની અહીં સ્વકાયસ્થિતિ કહી તે સાંવ્યવહારિક નિગોદ આશ્રી જાણવી, અસાંવ્યવહારિક નિગોદ જીવો તો અનાદિ કાળથી તેમાંજ જન્મ મરણ કર્યા કરે છે. ઉત્સર્પિણી (જેમાં આયુષ્ય દેહમાન વગેરે અનુક્રમે વધે તેવો ચડતો કાળ)અને અવસર્પિણી (જેમાં આયુષ્ય દેહમાન વગેરે ક્રમે ઘટતું જાય તેવો હીયમાન—પડતો કાળ)નું સ્વરૂપ આ પ્રમાણે જાણવું—પ્રમાણાંગુલના

માને એક યોજન લાંબો, એક યોજન પહોળો અને એક યોજન ઉંડો એવા ગોળાકાર ખાડામાં દેવકુરૂ અથવા ઉત્તરકુરૂના યુગલિયાના વાળના સૂક્ષ્મ ટુકડા કરીને ઠાંસી ઠાંસીને ભરવા. પછી તેમાંથી સો સો વર્ષે એક એક કકડો કાઢતાં જ્યારે તે આખો ખાડો ખાલી થાય ત્યારે એક બાદર અદ્ધા પલ્યોપમ થાય. તે વાળના કકડાને અસંખ્યગુણ કલ્પીએ અને પછી ઉપર પ્રમાણે કાઢીએ, તે ખાલી થાય ત્યારે સૂક્ષ્મ અદ્ધા પલ્યોપમ અસંખ્યાતા વર્ષપ્રમાણ થાય. એવા દશ કોડાકોડી પલ્યોપમે એક સાગરોપમ અને દશ કોડાકોડી સાગરોપમે એક ઉત્સર્પિણી અને દશ કોડાકોડી સાગરોપમે એક અવસર્પિણી થાય. ઉત્સર્પિણી અને અવસર્પિણીમાં દરેકમાં છ છ આરા હોય છે, તે બાર આરે એક કાળચક્ર થાય અને અનંત કાળચક્રે એક પુદ્ગલપરાવર્ત થાય છે. ૪૦



सङ्ख्येयसमान् विकलाः सप्ताष्ट भवान् पञ्चेन्द्रियतिर्यग्मनुष्याः

**संखिज्जसमा विगला, सत्तठ भवा पणिंदितिरिमणुआ;**

સંખ્યાતા વર્ષસુધી વિકલેંદ્રિયો, સાત આઠ ભવ સુધી પંચેંદ્રિય તિર્યંચ અને મનુષ્યો.

उत्पद्यन्ते स्वकाये नारका देवाश्च न चैव

**उववज्जंति सकाए, नारय देवा य नो चेव ॥४१॥**

ઉપજે છે સ્વકાયમાં નારકો દેવો અને નજ ઉપજે.

**સંખિજ્જસમા**=સંખ્યાતા વર્ષ સુધી.
**વિગલા**=વિકલેંદ્રિય જીવો.
**સત્તટ્ઠ**=સાત અથવા આઠ.
**ભવા**=ભવ સુધી.
**પણિંદિ**=પંચેંદ્રિય.
**તિરિ**=તિર્યંચ.
**મણુયા**=મનુષ્ય.
**સકાએ**=પોતાની કાયાને વિષે.
**નારય**=નારકીના જીવો.
**દેવા**=દેવો,
**નો**=નહિ; નથી.
**ચેવ**=નિશ્ચે.

**અર્થ**—વિકલેંદ્રિય જીવો સંખ્યાતા ( હજારો ) વર્ષ સુધી અને પંચેંદ્રિય તિર્યંચ તથા મનુષ્યો સાત આઠ ભવ સુધી સ્વકાયને વિષે ઉપજે છે. નારક અને દેવ સ્વકાયને વિષે ( ફરી અનંતર ભવે )ન જ ઉપજે. ૪૧

**વિવેચન**—બેઇંદ્રિય, તેઇંદ્રિય અને ચૌરિંદ્રિય એ ત્રણ વિકલેંદ્રિય જીવો સંખ્યાતા હજાર વર્ષ સુધી સ્વકાયમાં ઉપજે છે અને ચ્યવે છે. ગર્ભજ પંચેંદ્રિય તિર્યંચ અને મનુષ્ય સાત અથવા આઠ ભવ પર્યંત સ્વકાયમાં ઉપજે છે. તેમાં સાત ભવમાં ઉત્કૃષ્ટ સંખ્યાતા વર્ષ લાગે અને તે પછી જો કોઇક આઠમો ભવ કરે તો તે નિશ્ચે અસંખ્યાત વર્ષના આયુષ્યવાળા યુગલિયામાંજ ઉપજે અને ત્યાંથી મરીને દેવતા થાય અને દેવભવથી ચ્યાવીને મનુષ્ય અથવા તિર્યંચ થાય પણ નિરંતર ( વચ્ચે અંતર પડ્યા વિના ) તો ઉત્કૃષ્ટ આઠજ ભવ થાય. એ આઠ ભવમાં ઉત્કૃષ્ટ કાળ પૂર્વ ક્રોડ પૃથક્ત્વ અને ત્રણ પલ્યોપમ અધિક જાણવો. જઘન્ય કાયસ્થિતિ સર્વત્ર અંતર્મુહૂર્ત જાણવી. નારક અને દેવ સ્વકાયમાં ઉપજે જ નહિ એટલે નારક મરીને નારક અને દેવ મરીને દેવ ફરીને તરતજ ન થાય. તેમજ નારક મરીને દેવ ન થાય અને દેવ મરીને નારક પણ ન થાય.૪૧

दशधा जीवानां प्राणाः इन्द्रियोच्छ्वासायुर्बलरूपाः

**दसहा जिआण पाणा, इंदियऊसासआउबलरूवा;**

દશપ્રકારે જીવોના પ્રાણ, પાંચ ઇંદ્રિય, શ્વાસોચ્છ્વાસ, આયુષ્ય અને ત્રણ યોગરૂપ.

एकेन्द्रियेषु चत्वारः विकलेषु षट् सप्त अष्टैव

**एगिंदिएसु चउरो, विगलेसु छ सत्त अठेव ॥४२॥**

એકેંદ્રિયોને ચાર વિકલેંદ્રિયોને છ સાત આઠજ

દસહા=દશ પ્રકારના.
જિયાણ=જીવના.
પાણા=પ્રાણ.
ઇંદિ=ઇંદ્રિયો.
ઊસાસ=શ્વાસોચ્છ્વાસ.
આઉ=આયુષ્ય.
જોગ=યોગ (મન, વચન, કાયા)ના
બલરુવા=બલરૂપ.
એગિંદિએસુ=એકેંદ્રિયને વિષે.
ચઉરો=ચાર.
વિગલેસુ=વિકલેંદ્રિયને વિષે.
સત્ત=સાત.
અઠેવ=આઠજ.

**અર્થ**—પાંચ ઈંદ્રિય, શ્વાસોચ્છ્વાસ, આયુષ્ય અને ત્રણ યોગ ( મન બળ, વચન બળ અને કાય બળ ) રૂપ દશ પ્રકારે પ્રાણ જીવોને હોય છે. એકેંદ્રિયને ચાર અને વિકલેંદ્રિયને છ, સાત અને આઠ પ્રાણ હોય છે. ૪૨.

**વિવેચન**—જીવોને દશ પ્રકારે પ્રાણ હોય છે, તે આ પ્રમાણે-સ્પર્શનેંદ્રિય ૧, રસનેંદ્રિય ૨, ઘ્રાણેંદ્રિય ૩, ચક્ષુરિંદ્રિય ૪, શ્રોત્રેંદ્રિય ૫; એ પાંચ ઈંદ્રિય તેમજ શ્વાસોચ્છ્વાસ (ઉંચો શ્વાસ અને નીચો શ્વાસ) ૬, આયુષ્ય ૭, મનબળ ૮, વચન બળ ૯, અને કાયબળ; ૧૦, એ ત્રણ પ્રકારના યોગ. इंदिऊसासाउ

जोगबलरूवा એવો પાઠ હોય ત્યાં મન, વચન અને કાયારૂપ ત્રણ યોગના બળ એવો અર્થ લેવો. હવે કયા જીવને કેટલા અને કયા કયા પ્રાણ હોય છે તે બતાવે છે—એકેંદ્રિય જીવોને સ્પર્શનેંદ્રિય, શ્વાસોશ્વાસ, આયુષ્ય અને કાયબળ એ ચાર પ્રાણ હોય છે. બેઇંદ્રિય જીવોને સ્પર્શનેંદ્રિય, રસનેંદ્રિય, શ્વાસોશ્વાસ, આયુષ્ય, કાયબળ અને વચનબળ એ છ પ્રાણ હોય છે. તેઇંદ્રિય જીવોને સ્પર્શનેંદ્રિય, રસનેંદ્રિય, ઘ્રાણેંદ્રિય, શ્વાસોશ્વાસ, આયુષ્ય, કાયબળ અને વચનબળ એ સાત પ્રાણ હોય છે. ચૌરિંદ્રિય જીવોને સ્પર્શનેંદ્રિય, રસનેંદ્રિય, ઘ્રાણેંદ્રિય, ચક્ષુરિંદ્રિય, શ્વાસોશ્વાસ, આયુષ્ય, કાયબળ અને વચનબળ એ આઠ પ્રાણ હોય છે. ૪૨

---

असंज्ञिसंज्ञिपञ्चेन्द्रियेषु नव दश क्रमेण बोद्धव्याः

**असन्निसन्नीपंचिं-दिएसु नव दस कमेण बोद्धव्वा;**

અસંજ્ઞિ અને સંજ્ઞિ પંચેંદ્રિયોને, નવ દશ અનુક્રમે જાણવા.

तैः सह विप्रयोगो जीवानां भण्यते मरणम्

**तेहिं सह विप्पओगो, जीवाणं भण्णए मरणं ॥४२॥**

તે પ્રાણો સાથે વિયોગ જીવોનું કહેવાય છે, મરણ.

**અસન્નિ**=અસંજ્ઞી (અને)
**સન્ની**=સંજ્ઞી.
**પંચિંદિએસુ**=પંચેંદ્રિયને વિષે.
**નવ**=નવ.
**દસ**=દશ.
**કમેણ**=અનુક્રમે
**બોદ્ધવ્વા**=જાણવા.

**તેહિં**=તેની.
**સહ**=સાથે.
**વિપ્પઓગો**=વિયોગ.
**જીવાણં**=જીવોનું.
**ભણ્ણએ**=કહેવાય છે.
**મરણં**=મરણ.

**અર્થ**—અસંજ્ઞિ પંચેંદ્રિય અને સંજ્ઞિ પંચેંદ્રિયને અનુક્રમે નવ, દશ પ્રાણ જાણવા. તે પ્રાણો સાથે વિયોગ (પ્રાણનું જુદા પડવું) તે જીવોનું મરણ કહેવાય છે. ૪૩

**વિવેચન**—અસંજ્ઞિ પંચેંદ્રિયને પૂર્વોક્ત આઠ પ્રાણ ઉપરાંત શ્રોત્રેંદ્રિય સહિત નવ પ્રાણ હોય છે એટલે અસંજ્ઞિને મન બળ શિવાયના બાકીના નવ પ્રાણ હોય છે. અસંજ્ઞિ પંચેંદ્રિય જીવો તિર્યંચ અને મનુષ્ય એમ બે પ્રકારે છે, તેમાં તિર્યંચને પૂર્વોક્ત નવ પ્રાણ હોય અને અસંજ્ઞિ (સંમૂર્ચ્છિમ) મનુષ્યને વચનબળ હોતું નથી તેમજ કેટલાક શ્વાસોશ્વાસ બાંધતાં જ મરણ પામે છે એટલે શ્વાસોશ્વાસ હોય તેને આઠ અને બીજાને સાત પ્રાણ હોય છે. એ પ્રાણનો વિયોગ થવો તેનું નામ મરણ કહેવાય. અર્થાત્ જીવોના પ્રાણોનો નાશ કરવાથી હિંસા લાગે છે. જેને સંજ્ઞા (મન) હોય તે સંજ્ઞિ અને સંજ્ઞા ન હોય તે અસંજ્ઞિ કહેવાય. પૃથ્વીકાયથી અસંજ્ઞિ (સંમૂર્ચ્છિમ) પંચેંદ્રિય તિર્યંચ સુધીના જીવો અને સંમૂર્ચ્છિમ મનુષ્ય એ બધા અસંજ્ઞિ કહેવાય છે. ગર્ભજ મનુષ્ય અને ગર્ભજ તિર્યંચ સંજ્ઞિ કહેવાય છે. સંજ્ઞા શબ્દે અહીં મન લેવું અથવા ભૂતકાળે શું કર્યું હતું, હાલમાં શું કરૂં છું અને હવે પછી શું કરવાનું છે એમ ત્રણ કાળ સંબંધી પોતાના કર્તવ્યની વિચારણારૂપ દીર્ઘકાલિકી સંજ્ઞા જેને હોય તેને સંજ્ઞિ સમજવા. ૪૩

---

एवं अनवरपारे संसारे सागरे भीमे

**एवं अणोरपारे, संसारे सायरम्मि भीमंमि;**

એ પ્રકારે અપાર સંસાર સમુદ્રમાં ભયંકર

प्राप्तोऽनन्तकृत्वः (प्राणाद्वियोगः) जीवैः अप्राप्तधर्मैः

**पत्तो अणंतखुत्तो, जीवेहिं अपत्तधम्मेहिं ॥४४॥**

પ્રાપ્ત કર્યું અનંતીવાર (મરણ) જીવોએ ધર્મ પામ્યા નથી એવા.

**એવં**=એ પૂર્વોક્ત પ્રકારે.
**અણોરપારે**=પારાવાર રહિત.
**સંસારે**=સંસાર રૂપ.
**સાયરંમિ**=સમુદ્રને વિષે.
**ભીમંમિ**=મહા ભયંકર.
**પત્તો**=પ્રાપ્ત કર્યું.
**અણંત**—અનંતી.
**ખુત્તો**=વાર (મરણ).
**જીવેહિં**=જીવોએ.
**અપત્તધમ્મેહિં**=ધર્મને પામ્યા નથી એવા.

**અર્થ**—અપાર અને ભયંકર સંસાર રૂપ સમુદ્રમાં ધર્મ પામ્યા નથી એવા જીવોએ એ પ્રકારે ( પ્રાણ વિયોગ રૂપ મરણ ) અનંતીવાર પ્રાપ્ત કર્યું. ૪૪

**વિવેચન**—દુઃખે કરીને પાર પામી શકાય તેમ હોવાથી અપાર અને અપાર–પાર પામી ન શકાય તેથી ભયંકર એવા સંસાર-રૂપ સમુદ્રને વિષે, જે જીવોએ ધર્મ પ્રાપ્ત કર્યો નથી તેઓએ પૂર્વોક્ત પ્રાણવિયોગરૂપ મરણ અનંતવાર પ્રાપ્ત કર્યું છે. સર્વ જાતના ભાવ અનેકવાર પ્રાપ્ત થઇ શકે પરંતુ ધર્મ પ્રાપ્ત થવો બહુ મુશ્કેલ છે. જેને માટે કહ્યું છે કે–**कोटिशो विषयाः प्राप्ताः, संपदश्च सहस्रशः; राज्यं तु शतशः प्राप्तं, न तु धर्मः कदाचन ॥** અર્થાત્ પંચેંદ્રિયના વિષય સુખો ક્રોડો વખત પ્રાપ્ત થયા, લક્ષ્મી હજારો વખત પ્રાપ્ત થઈ, અને રાજ્ય તો સેંકડો વખત પ્રાપ્ત થયું પરંતુ ધર્મ કોઇ વખત પ્રાપ્ત થયેલ નથી. માટે સર્વ જીવોએ ધર્મપ્રાપ્તિ માટે સાવધાનપણે ઉદ્યમ કરવો. ૪૪

तथा चतुरशीतिर्लक्षाः संख्या योनीनां भवति जीवानां
**तह चउरासी लक्खा, संखा जोणीण होइ जीवाणं;**
તેમજ ચોરાશી લાખ સંખ્યા યોનિની છે. જીવોની.
पृथिव्यादीनां चतुर्णां प्रत्येकं सप्त सप्तैव
**पुढवाईण चउण्हं, पत्तेयं सत्त सत्तेव ॥ ४५ ॥**
પૃથ્વીકાય વગેરે ચારની દરેકની સાત સાત.

તહ=તથા.
ચઉરાસી–ચોરાશી
લક્ખા=લાખ.
સંખા–સંખ્યા.
જોણીણ=યોનિની.
હોઇ=છે.
જીવાણં=જીવોની.
પુઢવાઇણં=પૃથ્વ્યાદિકની.
ચઉણ્હં=ચારની.
પત્તેયં=પ્રત્યેકની.
સત્ત સત્તેવ=સાત સાત.

**અર્થ**—તેમજ જીવોની યોનિની સંખ્યા ચોરાશી લાખ છે. પૃથ્વીકાય વગેરે ચાર ( પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય અને વાઉકાય ) ની દરેકની સાત સાત લાખ છે. ૪૫

**વિવેચન**—યુ ધાતુ મિશ્રણ અર્થમાં હોવાથી **युवन्ति** મળી જાય અસ્યાં જેને વિષે **इति योनिः** તે યોનિ એટલે તૈજસ કાર્મણ શરીરવાળા જીવો ઔદારિકાદિ શરીરપ્રાયોગ્ય પુદ્‌ગલસ્કંધના સમુદાયવડે જેને વિષે મિશ્ર થાય તે યોનિ એટલે ઉત્પત્તિસ્થાન. એવા ઉત્પત્તિસ્થાન તો અસંખ્ય છે પરંતુ જે ઉત્પત્તિસ્થાનના વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ સરખા હોય તે બધાની યોનિ જાતિપણે એકજ ગણાય તેથી સર્વ જીવોની યોનિની સંખ્યા ચોરાશી લાખ છે. પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય અને વાયુકાય એ ચાર પ્રકારના જીવોની દરેકની સાત સાત લાખ યોનિ છે. ૪૫

दश प्रत्येकतरूणां चतुर्दश लक्षा भवन्ति इतरेषु

**दस पत्तेयतरूणं, चउदस लक्खा हवंति इयरेसु;**

દશ પ્રત્યેક વનસ્પતિની ચૌદ લાખ હોય છે. સાધારણ વનસ્પતિને વિષે

विकलेन्द्रियेषु द्वे द्वे चतस्रः पञ्चेन्द्रियतिरश्चाम्

**विगलिंदिएसु दो दो, चउरो पंचिंदितिरियाणं ॥४६॥**

વિકલેંદ્રિયને વિષે બે બે ચાર પંચેંદ્રિય તિર્યંચોની,

चतस्रश्चतस्रो नारक सुरेषु मनुष्याणां चतुर्दश भवन्ति

**चउरो चउरो नारय, सुरेसु मणुआण चउदस हवंति;**

ચાર ચાર નારક અને દેવતાને મનુષ્યોની ચૌદ હોય છે.

संपिण्डिताश्च सर्वे चतुरशीतिर्लक्षाः तु योनीनाम्

**संपिंडिया य सव्वे, चुलसीलक्खा उ जोणीणं ॥४७॥**

એકત્ર કરેલી બધી ચોરાશી લાખ યોનિઓ.

દસ=દશ.
પત્તેયતરૂણં=પ્રત્યેક વનસ્પતિકાયની.
ચઉદસ-ચૌદ.
લક્ખા=લાખ.
હવંતિ=છે.
ઇયરેસુ=ઇતર (સાધારણને વિષે).
વિગલિંદિએસુ-વિકલેંદ્રિયને વિષે.
દો દો=બે, બે.
ચઉરો=ચાર.
પંચિંદિ=પંચેંદ્રિય.
તિરિયાણું=તિર્યંચની.
ચઉરો ચઉરો=ચાર ચાર.
નારય=નારકીની.
સુરેસુ=દેવતાઓની.
મણુઆણ=મનુષ્યની.
ચઉદસ=ચૌદ.
હવંતિ=હોય છે.
સંપિંડિયા=એકઠી કરેલી.
સવ્વે=સર્વે.
ચુલસી=ચોરાશી.
લક્ખાઉ=લાખ.
જોણીણં=યોનિઓ.

**અર્થ**—પ્રત્યેક વનસ્પતિની દશ લાખ અને સાધારણ વનસ્પતિની ચૌદ લાખ, વિકલેંદ્રિય જીવોની બે બે લાખ, પંચેંદ્રિય તિર્યંચોની ચાર લાખ; નારક અને દેવતાની ચાર ચાર લાખ અને મનુષ્યની ચૌદ લાખ છે. અને બધી એકત્ર કર્યે છતે ચોરાશી લાખ યોનિઓ થાય છે. ૪૬–૪૭

**વિવેચન**—પ્રત્યેક વનસ્પતિની દશ લાખ, સાધારણ વનસ્પતિની ચૌદ લાખ, વિકલેંદ્રિય જીવોની બે બે લાખ એટલે બેઇંદ્રિયની બે લાખ, તેઇંદ્રિયની બે લાખ અને ચૌરિંદ્રિયની બે લાખ. તથા પંચેંદ્રિય તિર્યંચ જીવોની ચાર લાખ યોનિ હોય છે. નારકજીવોની ચાર લાખ, દેવોની ચાર લાખ અને મનુષ્યોની ચૌદ લાખ યોનિ હોય છે, અને એ બધીને એકત્ર કરીએ એટલે તેનો સરવાળો કરતાં સર્વ મળીને ચોરાશી લાખ યોનિ થાય છે. ૪૬–૪૭

---

सिद्धानां नास्ति देहः न आयुःकर्म न प्राणयोनयः

**सिद्धाण नत्थि देहो, न आउकम्मं न पाणजोणीउं;**

મુક્ત જીવોને નથી શરીર નથી આયુષ્ય અને કર્મ નથી પ્રાણ અને યોનિઓ.

साद्यनन्ता तेषां स्थितिः जिनेन्द्रागमे भणिता

**साइअणंता तेसिं, ठिई जिणंदागमे भणिया ॥४८॥**

સાદિ અનંત તેઓની સ્થિતિ જિનેશ્વરના સિદ્ધાંતમાં કહેલી છે.

સિદ્ધાણ—સિદ્ધને.
નત્થિ—નથી.
દેહા—શરીર, દેહ.
ન—નથી.
આઉ—આયુ.
કમ્મં—કર્મ.
પાણ—પ્રાણ.
જોણીઓ—યોનિ.
સાઇ—સાદિ.
અણંતા—અનંત.
તેસિં—તેમની.
ઠિઈ—સ્થિતિ.
જિણંદાગમે—જિનેંદ્રપ્રણીત સિદ્ધાંતને વિષે.
ભણિયા—કહી છે.

**અર્થ**—મુક્ત જીવોને શરીર નથી, આયુષ્ય અને કર્મ નથી, પ્રાણ અને યોનીઓ નથી. જિનેશ્વરના સિદ્ધાંતમાં તેઓની સાદિ અનંત સ્થિતિ કહેલી છે. ૪૮

**વિવેચન**—પૂર્વોક્ત રીતે સંસારી જીવો આશ્રયી શરીર, આયુષ્ય, કાયસ્થિતિ, પ્રાણ અને યોનિનું પ્રમાણ કહેવામાં આવ્યું પરંતુ સિદ્ધ જીવોનું કહેલ નથી તેથી હવે કહે છે-સિદ્ધ-[૧]ના જીવોને શરીર નથી. આશ્રય અને આશ્રયીનું અભેદપણું હોવાથી શરીર નથી તેથી આયુષ્ય પણ ન હોય. આયુષ્ય ન

---

૧ આચારાંગ સૂત્રને વિષે સિદ્ધ પરમાત્માના એકત્રીશ ગુણ આ પ્રમાણે કહેલા છે કે-તેઓ દીર્ઘ નથી, હ્રસ્વ નથી, ગોળ નથી, ત્ર્યસ્ર (ત્રિકોણાકાર) નથી, ચતુરસ્ર (ચોખુણાકાર) નથી, પરિમંડળ (વડવૃક્ષના આકારે) નથી, રાતા નથી, પીળા નથી, ધોળા નથી, કાળા નથી, લીલા નથી, સુગંધવાળા નથી, ખરાબ ગંધવાળા નથી, કડવા નથી, તીખા નથી, કષાયેલ નથી, ખાટા નથી, મધુર નથી, કર્કશ (ખડબચડા) નથી, સુંવાળા નથી, ભારે નથી, હલકા નથી, શીત નથી, ઉષ્ણ નથી, સ્નિગ્ધ (ચીકાશવાળા) નથી, રૂક્ષ (લુખા) નથી, દેહધારી નથી, ક્રિયાવાળા નથી, સ્ત્રી નથી, પુરૂષ નથી અને નપુંસક નથી. એ ૩૧ ગુણ જાણવા.

હોય તો મરણ પણ ન હોય અને મરણ ન હોય તેથી તેના નિમિત્તભૂત કર્મો પણ ન હોય. કર્મ ન હોવાથી સંસારમાં ફરી ઉત્પન્ન થવાનો અભાવ હોવાથી પ્રાણ અને યોનિ પણ ન હોય. સ્થિતિ સાદિ અનંત હોય છે એટલે જે વખત સિદ્ધિગમન થાય તે સાદિ અને ત્યાંથી ચ્યવનનો અભાવ છે તેથી અનંત. અર્થાત્ સંસારી જીવોની પેઠે સિદ્ધના જીવોને પ્રાણ, યોનિ, આયુષ્ય, કર્મ અને સ્વકાયસ્થિતિ વગેરે હોતાં નથી. લોકના અગ્ર ભાગે **સિદ્ધશિલા** ઉપર એક યોજનના છેલ્લા ચોવિશમા ભાગ જેટલા ક્ષેત્ર ( ૩૩૩ ધનુષ્ય ઝાઝેરા )માં સિદ્ધ પરમાત્માના જીવો સદાકાળ રહે છે. સિદ્ધિગતિના સ્થાન માટે શક્રસ્તવને વિષે કહ્યું છે–કલ્યાણકારી, નિશ્ચળ, રોગરહિત, અનંત, અક્ષય, કોઈપણ જાતની ઉપાધિ વિનાનું અને જ્યાંથી ફરી પાછા આવવાનું નથી એવું સિદ્ધિગતિ સ્થાન છે. ૪૮

---

काले अनादिनिधने योनिगहने भीषणे अत्र

**काले अणाइनिहणे, जोणिगहणम्मि भीसणे इत्थ;**

કાળમાં અનાદિ અનંત યોનિવડે દુઃખદાયક ભયંકર આ સંસારમાં

भ्रान्ता भ्रमिष्यन्ति चिरं जीवा जिनवचनमलभमानाः

**भमिया भमिहिंति चिरं, जीवा जिणवयणमलहंता ॥४९॥**

ભમ્યા ભમશે. ઘણો કાળ જીવો જિનવચનને નહિ પ્રાપ્ત કરનારા.

કાલે-કાળને વિષે.
અણાઇનિહણે-અનાદિ અનંત (આદિ અને અંત રહિત ).
જોણી-યોનિ.
ગહણંમિ-ગહન, દુ:ખ દેનારા.
ભીસણે-ભયને દેનારા.
ઇત્થ-અહીંઆ, આ સંસારને વિષે.
ભમિયા-ભટકેલા છે.
ભમિહિંતિ-ભમશે.
ચિરં-લાંબા કાળ સુધી.
જિણવયણં-જિનવચનને.
અલહંતા-નહીં પામેલા.

**અર્થ**—અનાદિ અનંત કાળને વિષે યોનિવડે દુ:ખદાયક આ સંસારમાં જિનવચનને નહિ પ્રાપ્ત કરનારા જીવો ઘણો કાળ ભમ્યા છે અને ભમશે. ૪૯

**વિવેચન**—આદિ-શરૂઆત અને નિધન-નાશ ( અંત ) તેનો સમાસ કરવાથી ‘ આદિનિધન ’ અને આદિનિધન (આદિ-અંત) નહિ તે અનાદિનિધન એટલે અનાદિ અનંત કાળને વિષે હિતોપદેશરૂપ જિનવચનને પામ્યા નથી એવા જીવો, ચોરાશી લાખ યોનિ ( ઉપલક્ષણથી જન્મ, જરા, રોગ અને શોક વગેરે ) વડે અત્યંત દુ:ખદાયક અને જીવોના કર્મફળના કારણભૂત હોવાથી ભયંકર એવા આ સંસારને વિષે અતીત કાળે ઘણો વખત ભમ્યા છે અને અનાગત કાળે ઘણો વખત ભમશે. વર્તમાન કાળ એકજ સમયનો હોવાથી તેની વિવક્ષા અહીં કરેલ નથી. **भमिया भमंति भमिहिंति** એવો પાઠ પણ કોઇ ઠેકાણે છે, ત્યાં ત્રિકાળની વિવક્ષા કરવી. ૪૯

---

तत् सम्प्रति संप्राप्ते मनुजत्वे दुर्लभेऽपि सम्यक्त्वे

**ता संपइ संपत्ते, मणुअत्ते दुल्लहेवि संमत्ते;**

**તે માટે હાલમાં પ્રાપ્ત થયે છતે, મનુષ્યપણું દુર્લભ પણ સમ્યકત્વ**

श्रीशान्तिसूरिशिष्टे कुरुत भो उद्यमं धर्मे

**सिरिसंतिसूरीसिट्ठे, करेह भो उज्जमं धम्मे ॥५०॥**

**જ્ઞાનલક્ષ્મી અને ઉપશમ વડે પૂજ્યથી ઉપદેશાયેલ } કરો. હે ભવ્યો ! ઉદ્યમ ધર્મને વિષે**

**તા**-તે કારણ માટે.
**સંપઇ**-સાંપ્રત કાળે.
**સંપત્તે**-પ્રાપ્ત થયે છતે.
**મણુઅત્તે**-મનુષ્યપણું.
**દુલ્લહે**-દુર્લભ.
**વિ**-પણ
**સમ્મત્તે**-સમ્યક્ત્વ,
**સિરિ**-શ્રી, જ્ઞાનાદિ લક્ષ્મી.
**સંતિ**-શાંતિ, રાગાદિકના ઉપશમ વડે
**સૂરિ**-સૂરિ, પૂજવા યોગ્ય ( તીર્થંકરાદિ) એ.
**સિટ્ઠે**-શિષ્ટે-આચરણ કરેલા-ઉપદેશ કરેલા.
**કરેહ**-કરો.
**ભો**-હે ભવ્ય જીવો !
**ઉજ્જમં**-ઉદ્યમ.
**ધમ્મે**-ધર્મને વિષે.

**અર્થ**—તે માટે હાલમાં ( વર્તમાન કાળે ) દુર્લભ મનુષ્યપણું અને વિશેષ દુર્લભ સમ્યક્ત્વ પ્રાપ્ત થયે છતે જ્ઞાનાદિ લક્ષ્મી અને રાગાદિના ઉપશમ વડે પૂજ્ય એવા તીર્થંકર અગર ગણધરોએ ઉપદેશેલ ધર્મને વિષે હે ભવ્યો ! તમે ઉદ્યમ કરો ! અથવા શ્રી શાંતિસૂરિ કહે છે કે શ્રેષ્ઠ પુરૂષોએ આચરેલ ધર્મને વિષે તમે ઉદ્યમ કરો ! ૫૦

**વિવેચન**—સમ્યગ્ જ્ઞાન વડે ધર્મનું ફળ પ્રાપ્ત થાય છે એ હકીકત જણાવવા દ્વારા ઉપસંહાર રૂપ શિક્ષા ( ઉપદેશ ) વચન કહે છે-હે ભવ્યો ! તે કારણથી વર્તમાનકાળે દશ દૃષ્ટાંતે દુર્લભ એવું મનુષ્યપણું પ્રાપ્ત થયે છતે અને તેમાં પણ ચિંતામણિ રત્ન તુલ્ય ઇચ્છિત ફળને આપનાર અને જિનોક્ત તત્ત્વત્રય ( દેવ,

ગુરૂ અને ધર્મ )ની રૂચિ કરાવનાર વિશેષ દુર્લભ સમ્યગ્ દર્શન (સમકિત ) અને च શબ્દથી સમ્યગ્ જ્ઞાન અને ચારિત્ર પ્રાપ્ત થયે છતે ધર્મને વિષે તમે ઉદ્યમ કરો ! કેવા ધર્મમાં ઉદ્યમ કરવો તે કહે છે—श्री જ્ઞાનાદિ લક્ષ્મી અને संति રાગાદિનો ઉપશમ એ બંને વડે सूरि પૂજ્ય એવા તીર્થંકર અથવા ગણધર વડે ઉપદેશ કરાયેલ ધર્મમાં ઉદ્યમ કરવો. અથવા અહીં ગ્રંથકારે પોતાનું નામ પણ સૂચવેલ છે તે આ પ્રમાણે—શ્રી શાંતિસૂરિ ઉપદેશ કરે છે કે-શિષ્ટે એટલે ઉત્તમ પુરૂષોએ આચરણ કરેલ એવા અનુપમ જિનધર્મને વિષે હે ભવ્યો ! તમે ઉદ્યમ કરો. અથવા શ્રી શાન્તિસૂરિએ ઉપદેશેલ ધર્મને વિષે તમે ઉદ્યમ કરો. ૫૦

---

एष जीवविचारः संक्षेपरुचीनां ज्ञानहेतोः

**एसो जीववियारो, संखेवरुईण जाणणाहेऊ;**

આ જીવોનો વિચાર સંક્ષેપરૂચિ જીવોને જાણવાને અર્થે

संक्षिप्त उध्धृतो रुन्दात् श्रुतसमुद्रात्

**संखित्तो उद्धरिअ, रुंदाअ सुयसमुद्दाअ ॥५१॥**

સંક્ષિપ્ત ઉદ્ધર્યો ગંભીર સૂત્રરૂપ સમુદ્ર થકી.

એસો—એ.
જીવવિયારો—જીવવિચાર.
સંખેવરૂઈણ—સંક્ષેપરુચિવંતને.
જાણણા હેઊ—જાણવાને અર્થે.
સંખિત્તો—સંક્ષેપથી.
ઉદ્ધરિઓ—ઉદ્ધાર કર્યો છે.
રુંદાઓ (રુદ્દાઓ)—અતિશય વિસ્તારવાળા.
સુયસમુદ્દાઓ—શ્રુતરૂપ સમુદ્રથી.

**અર્થ**—આ જીવનો વિચાર ગંભીર ( વિસ્તૃત ) સૂત્ર રૂપ સમુદ્રથકી સંક્ષેપરૂચિ જીવોને જાણવાને અર્થે સંક્ષેપથી ઉદ્ધર્યો ( રચ્યો ) છે. ૫૧

**વિવેચન**—જીવોનો વિચાર તે **જીવવિચાર** અથવા ત્રસ સ્થાવરાદિ જીવોના વિચાર (વર્ણન) જેને વિષે છે તે **જીવવિચાર** નામનો ગ્રંથ. આ ( પૂર્વે કહી ગયા તે સાક્ષાત્ ) જીવવિચાર સ્વલ્પ મતિવાળા જીવોને જીવસંબંધીની હકીકત જાણવાને માટે જેના વિસ્તારનો પાર પામી ન શકાય એવા શાસ્ત્રરૂપ સમુદ્રથકી શ્રી **શાંતિસૂરિએ** અનુગ્રહ બુદ્ધિથી સંક્ષેપથી રચ્યો. સિદ્ધાંતમાંથી ઉદ્ધર્યો એમ કહેવાવડે એ સૂચવે છે કે આ જે કાંઈ કહ્યું છે સર્વ પોતાની મતિકલ્પનાએ નહિ કહેતાં જિનોક્ત સિદ્ધાંતની પરંપરાએ કહ્યું છે. ૫૧

॥ इति श्री जीवविचारप्रकरणं समाप्तम् ॥



# અથ જીવવિચારના બોલ.

૧ જીવના ભેદ બે છે.

૧ સંસારી—કર્મ સહિત.

૨ સિદ્ધ—કર્મ રહિત.

૨ સંસારી જીવના ભેદ બે છે.

૧ ત્રસ—હાલે ચાલે તે.

૨ સ્થાવર—સ્થિર રહે તે.

૩ સ્થાવર જીવના પાંચ ભેદ છે.

૧ પૃથ્વીકાય—માટી પાષાણાદિકના જીવ.

૨ અપ્કાય—પાણીના જીવ.

૩ તેઉકાય—અગ્નિના જીવ.

૪ વાઉકાય–વાયરાના જીવ.

૫ વનસ્પતિકાય—ઝાડ પાલાદિકના જીવ.

૪ વનસ્પતિકાયના બે ભેદ છે.

૧ પ્રત્યેક—એક શરીરને વિષે એક જીવ હોય તે.

૨ સાધારણ—એક શરીરને વિષે અનંતા જીવ હોય તે.

૫ ત્રસકાયના ચાર ભેદ છે.

૧ બેઇંદ્રિય—સ્પર્શેંદ્રિય (ત્વચા) અને રસનેંદ્રિય (જીભ) વાળાં.

૨ તેઇંદ્રિય—સ્પર્શેંદ્રિય, રસનેંદ્રિય અને ઘ્રાણેંદ્રિય (નાસિકા) વાળાં.

૩ ચઉરિંદ્રિય—સ્પર્શનેંદ્રિય, રસનેંદ્રિય, ઘ્રાણેંદ્રિય અને ચક્ષુરિંદ્રિય (આંખ) વાળા.

૪ પંચેંદ્રિય—સ્પર્શનેંદ્રિય, રસનેંદ્રિય, ઘ્રાણેંદ્રિય, ચક્ષુરિંદ્રિય અને શ્રોત્રેંદ્રિય (કાન) વાળા.

૬ પંચેંદ્રિય જીવના ચાર ભેદ છે.

૧ નારકી, ૨ તિર્યંચ, ૩ મનુષ્ય અને ૪ દેવતા.

૭ નારકીના સાત ભેદ છે.

૧ ઘમ્મા, ૨ વંશા, ૩ સેલા, ૪ અંજના, ૫ રિષ્ઠા, ૬ મઘા અને ૭ માઘવતી. તેના ગોત્રનાં નામ અનુક્રમે આ પ્રમાણે જાણવા.

૧ રત્નપ્રભા, ૨ શર્કરાપ્રભા, ૩ વાલુકાપ્રભા, ૪ પંકપ્રભા, ૫ ધૂમપ્રભા, ૬ તમઃપ્રભા અને તમસ્તમઃપ્રભા.

૮ તિર્યંચ પંચેંદ્રિય જીવોના ત્રણ ભેદ છે.

૧ જલચર– પાણીમાં ચાલનારા.

૨ સ્થલચર- જમીન ઉપર ચાલનારા.

૩ ખેચર—આકાશમાં ઉડનારા.

૯ મનુષ્યના ત્રણ ભેદ છે.

૧ કર્મભૂમિના, ૨ અકર્મભૂમિના અને ૩ અંતર્દ્વીપના.

૧૦ કર્મભૂમિ ૧૫ છે.

૫ ભરત, ૫ ઐરવત અને ૫ મહાવિદેહ.

૧૧ અકર્મભૂમિ ૩૦ છે.

૫ હૈમવત્, ૫ હૈરણ્યવત્, ૫ હરિવર્ષ, ૫ રમ્યક્, ૫ દેવકુરૂ અને ૫ ઉત્તરકુરૂ.

૧૨ અંતર્દ્વીપ ૫૬ છે—આ જંબુદ્રીપમાં પૂર્વ પશ્ચિમ લાંબા એવા હિમવત્ અને શિખરી એ બે પર્વતો છે. તે પર્વતોના દરેકના

છેડાના બબ્બે ગજદંત લવણ સમુદ્રમાં ગયેલા છે. અને તે અકેક ગજદંત ઉપર સાત સાત અંતર્દ્વીપ છે. એટલે બે પર્વતની બબે દિશાના મળી આઠ દાઢા ઉપર ૫૬ અંતર્દ્વીપ છે.

૧૩ દેવતાના ચાર ભેદ છે.

૧ ભવનપતિ, ૨ વ્યંતર, ૩ જ્યોતિષી ૪ અને વૈમાનિક.

૧૪ ભવનપતિના દશ ભેદ છે.

૧ અસુરકુમાર, ૨ નાગકુમાર, ૩ સુવર્ણકુમાર, ૪ વિદ્યુતકુમાર, ૫ અગ્નિકુમાર, ૬ દ્વીપકુમાર, ૭ ઉદધિકુમાર, ૮ દિશીકુમાર, ૯ પવનકુમાર અને ૧૦ સ્તનિત (મેઘ) કુમાર.

૧૫ વ્યંતરના બે ભેદ છે.

૧ વ્યંતર, ૨ વાણવ્યંતર.

૧૬ વ્યંતરના આઠ ભેદ છે.

૧ પિશાચ, ૨ ભૂત, ૩ યક્ષ, ૪ રાક્ષસ, ૫ કિન્નર, ૬ કિંપુરૂષ, ૭ મહોરગ અને ૮ ગંધર્વ.

૧૭ વાણવ્યંતરના આઠ ભેદ છે.

૧ અણપન્ની, ૨ પણપન્ની, ૩ ઇસીવાદી, ૪ ભૂતવાદી, ૫ કંદિત, ૬ મહાકંદિત, ૭ કોહંડ અને ૮ પતંગ.

૧૮ જ્યોતિષીના પાંચ ભેદ છે.

૧ ચંદ્ર, ૨ સૂર્ય, ૩ ગ્રહ, ૪ નક્ષત્ર અને ૫ તારા.

૧૯ વૈમાનિક દેવતાના બે ભેદ છે.

૧ કલ્પોપપન્ન—સ્વામી સેવકભાવ આદિ મર્યાદાવાળા.

૨ કલ્પાતીત—સ્વામી સેવક આદિ મર્યાદા રહિત.

૨૦ કલ્પોપપન્ન—બાર દેવલોકવાળા. તે દેવલોકના નામ,–

૧ સુધર્મ, ૨ ઈશાન, ૩ સનત્કુમાર, ૪ માહેન્દ્ર, ૫ બ્રહ્મલોક,

૬ લાંતક, ૭ મહાશુક્ર, ૮ સહસ્રાર, ૯ આનત, ૧૦ પ્રાણત, ૧૧ આરણ અને ૧૨ અચ્યુત.

૨૧ કલ્પાતીતના બે ભેદ છે.

૧ નવ ગ્રૈવેયક, ૨ પાંચ અનુત્તર.

નવ ગ્રૈવેયકના નામ—સુદર્શન, સુપ્રબુદ્ધ, મનોરમ, સર્વભદ્ર, સુવિશાલ, સુમનસ, સૌમનસ, પ્રિયંકર અને નંદીકર.

૨૨ પાંચ અનુત્તર વિમાનનાં નામ.

૧ વિજય, ૨ વિજયંત, ૩ જયંત, ૪ અપરાજિત અને ૫ સર્વાર્થસિદ્ધ.

૨૩ સિદ્ધના જીવો પંદર ભેદે છે.

૧ જિનસિદ્ધ, ૨ અજિનસિદ્ધ, ૩ તીર્થસિદ્ધ, ૪ અતીર્થસિદ્ધ, ૫ ગૃહલિંગસિદ્ધ, ૬ અન્યલિંગસિદ્ધ, ૭ સ્વલિંગસિદ્ધ, ૮ સ્રીલિંગસિદ્ધ, ૯ પુરૂષલિંગસિદ્ધ, ૧૦ નપુંસકલિંગસિદ્ધ, ૧૧ પ્રત્યેકબુદ્ધસિદ્ધ, ૧૨ સ્વયંબુદ્ધસિદ્ધ, ૧૩ બુદ્ધબોધિતસિદ્ધ, ૧૪ એકસિદ્ધ, અને ૧૫ અનેકસિદ્ધ.

એ પ્રકારે જીવનો વિચાર સંક્ષેપે જાણવો.

હવે એ જીવોનું ઉત્કૃષ્ટ દેહમાન તથા ઉત્કૃષ્ટ આયુષ્યનું માન કહે છે.

૨૪ પૃથ્વીકાય.

શરીર પ્રમાણ—અંગુળનો અસંખ્યાતમો ભાગ.

આયુષ્—બાવીશ હજાર વર્ષ.

૨૫ અપ્કાય.

શરીર પ્રમાણ—અંગુલનો અસંખ્યાતમો ભાગ.

આયુષ્—સાત હજાર વર્ષ.

૨૬ તેઉકાય.

શરીર પ્રમાણુ—અંગુલનો અસંખ્યાતમો ભાગ.

આયુષ્—ત્રણ અહોરાત્રિ.

૨૭ વાઉકાય.

શરીર પ્રમાણુ—અંગુલનો અસંખ્યાતમો ભાગ.

આયુષ્—ત્રણ હજાર વર્ષ.

૨૮ સાધારણ વનસ્પતિકાય.

શરીર પ્રમાણુ—અંગુલનો અસંખ્યાતમો ભાગ.

આયુષ્—અંતર્મુહૂર્ત.

૨૯ પ્રત્યેક વનસ્પતિકાય.

શરીર પ્રમાણુ—એક હજાર યોજન અધિક.

આયુષ્—દશ હજાર વર્ષ.

૩૦ બેઇંદ્રિય.

શરીર પ્રમાણુ—બાર યોજન.

આયુષ્—બાર વર્ષ.

૩૧ તેઇંદ્રિય.

શરીર પ્રમાણુ—ત્રણ ગાઉ.

આયુષ્—૪૯ દિવસ.

૩૨ ચૌરિન્દ્રિય,

શરીર પ્રમાણુ—ચાર ગાઉ.

આયુષ્—છ માસ.

૩૩ પ્રથમ નરકના જીવો.

શરીર પ્રમાણુ—૭ાા ધનુષ્ને ૬ અંગુલ.

આયુષ્—એક સાગરોપમ.

૩૪ બીજી નરકના જીવો.

શરીર પ્રમાણ—૧૫ાા ધનુષ અને ૧૨ અંગુલ.

આયુષ્—ત્રણ સાગરોપમ.

૩૫ ત્રીજી નરકના જીવો.

શરીર પ્રમાણ—૩૧ા ધનુષ્.

આયુષ્—સાત સાગરોપમ.

૩૬ ચોથી નરકના જીવો.

શરીર પ્રમાણ—૬૨ાા ધનુષ્.

આયુષ્—૧૦ સાગરોપમ.

૩૭ પાંચમી નરકના જીવો.

શરીર પ્રમાણ—૧૨૫ ધનુષ્.

આયુષ્—૧૭ સાગરોપમ.

૩૮ છઠ્ઠી નરકના જીવો.

શરીર પ્રમાણ—૨૫૦ ધનુષ્.

આયુષ્—૨૨ સાગરોપમ.

૩૯ સાતમી નરકના જીવો.

શરીર પ્રમાણ—૫૦૦ ધનુષ્.

આયુષ્—૩૩ સાગરોપમ.

૪૦ ગર્ભજ જલચર.

શરીર પ્રમાણ—એક હજાર યોજન.

આયુષ્—ક્રોડ પૂર્વ.

૪૧ ગર્ભજ સ્થલચર. (ચતુષ્પદ)

શરીર પ્રમાણ—૭ ગાઉ.

આયુષ્—ત્રણ પલ્યોપમ.

૪૨ ગર્ભજ ખેચર.

શરીર પ્રમાણ--બેથી નવ ધનુષ્ય.

આયુષ્ય--પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ.

૪૩ ગર્ભજ ભુજપરિસર્પ.

શરીર પ્રમાણ--બેથી નવ ગાઉ.

આયુષ્ય--પૂર્વ ક્રોડ વર્ષ.

૪૪ ગર્ભજ ઉરઃપરિસર્પ.

શરીર પ્રમાણ—એક હજાર યોજન.

આયુષ્ય—પૂર્વ ક્રોડ વર્ષ.

૪૫ સંમૂર્ચ્છિમ જલચર.

શરીર પ્રમાણ--એક હજાર યોજન.

આયુષ્ય--ક્રોડ પૂર્વ વર્ષ.

૪૬ સંમૂર્ચ્છિમ સ્થલચર.

શરીર પ્રમાણ--બેથી નવ ગાઉ.

આયુષ્ય—૮૪૦૦૦ વર્ષ.

૪૭ સંમૂર્છિમ ખેચર.

શરીર પ્રમાણ—બેથી નવ ધનુષ્ય.

આયુષ્ય--૭૨૦૦૦ વર્ષ.

૪૮ સંમૂર્છિમ ભુજપરિસર્પ.

શરીર પ્રમાણ--બેથી નવ ધનુષ્ય

આયુષ્ય—૪૨૦૦૦ વર્ષ.

૪૯ સંમૂર્છિમ ઉરઃપરિસર્પ.

શરીર પ્રમાણ--બેથી નવ યોજન.

આયુષ્ય--૫૩૦૦૦ વર્ષ.

૫૦ ગર્ભજ મનુષ્ય.

શરીર પ્રમાણ—ત્રણ ગાઉ.

આયુષ્—ત્રણ પલ્યોપમ.

૫૧ સંમૂર્ચ્છિમ મનુષ્ય અને પૃથ્વીકાય વગેરે પાંચ સૂક્ષ્મ જીવો.

શરીર પ્રમાણ—અંગુલનો અસંખ્યાતમો ભાગ.

આયુષ્—અંતર્મુહૂર્ત.

૫૨ ભવનપતિ દેવતા.

શરીર પ્રમાણ—સાત હાથ.

આયુષ્—અસુરકુમારનિકાયના દેવોનું એક સાગરોપમથી અધિક. નવ નિકાયના દેવોનું દેશે ઊણું બે પલ્યોપમ.

૫૩ વ્યંતર દેવતા.

શરીર પ્રમાણ—સાત હાથ.

આયુષ્—એક પલ્યોપમ.

૫૪ જ્યોતિષી દેવતા.

શરીર પ્રમાણ—સાત હાથ.

આયુષ્—ચંદ્રમા—એક પલ્યોપમ અને એક લાખ વર્ષ.
સૂર્ય—એક પલ્યોપમ અને એક હજાર વર્ષ.
ગ્રહ—એક પલ્યોપમ.
નક્ષત્ર—અર્ધ પલ્યોપમ.
તારા—એક પલ્યોપમનો ચોથો ભાગ.

૫૫ સુધર્મ દેવલોકના દેવતા.

શરીર પ્રમાણ—સાત હાથ.

આયુષ્—બે સાગરોપમ.

૫૬ ઈશાન દેવલોકના દેવતા.

શરીર પ્રમાણ—સાત હાથ.

આયુષ્—સાત સાગરોપમથી અધિક

૫૭ સનત્કુમાર દેવલોકના દેવતા.

શરીર પ્રમાણુ—૭ હાથ.

આયુષ્—સાત સાગરોપમ.

૫૮ માહેન્દ્ર દેવલોકના દેવતા.

શરીર પ્રમાણુ—૭ હાથ.

આયુષ્—સાત સાગરોપમથી અધિક.

૫૯ બ્રહ્મલોક દેવલોકના દેવતા.

શરીર પ્રમાણુ—પાંચ હાથ.

આયુષ્—દશ સાગરોપમ.

૬૦ લાંતક દેવલોકના દેવતા.

શરીર પ્રમાણુ—પાંચ હાથ.

આયુષ્—ચૌદ સાગરોપમ.

૬૧ શુક્ર દેવલોકના દેવતા.

શરીર પ્રમાણુ—ચાર હાથ.

આયુષ્—સત્તર સાગરોપમ.

૬૨ સહસ્રાર દેવલોકના દેવતા.

શરીર પ્રમાણુ—ચાર હાથ.

આયુષ્—અઢાર સાગરોપમ.

૬૩ આનત દેવલોકના દેવતા.

શરીર પ્રમાણુ—ત્રણુ હાથ.

આયુષ્—ઓગણીશ સાગરોપમ.

૬૪ પ્રાણુત દેવલોકના દેવતા.

શરીર પ્રમાણુ—ત્રણુ હાથ.

આયુષ્ ૨૦ સાગરોપમ.

૯૫ આરણ દેવલોકના દેવતા.

શરીર પ્રમાણ—ત્રણ હાથ.

આયુષ્—૨૧ સાગરોપમ.

૯૬ અચ્યુત દેવલોકના દેવતા.

શરીર પ્રમાણ—ત્રણ હાથ.

આયુષ્—૨૨ સાગરોપમ.

૯૭ નવ ગ્રૈવેયકના દેવતા.

શરીર પ્રમાણ—બે હાથ.

| | | | | |
|---|---|---|---|---|
| આયુષ્—૧ | લા | ગ્રૈવેયકે | ૨૩ | સાગરોપમ |
| ૨ | જા | ,, | ૨૪ | ,, |
| ૩ | જા | ,, | ૨૫ | ,, |
| ૪ | થા | ,, | ૨૬ | ,, |
| ૫ | મા | ,, | ૨૭ | ,, |
| ૬ | ઠ્ઠા | ,, | ૨૮ | ,, |
| ૭ | મા | ,, | ૨૯ | ,, |
| ૮ | મા | ,, | ૩૦ | ,, |
| ૯ | મા | ,, | ૩૧ | ,, |

૯૮ પાંચ અનુત્તર વિમાનના દેવતા.

શરીર પ્રમાણ—એક હાથ.

આયુષ્—વિજય, વિજયંત, જયંત અને અપરાજીત એ ચાર વિમાનના દેવતાઓનું ૩૧ થી ૩૩ સાગરોપમ.

સર્વાર્થસિદ્ધ વિમાને—૩૩ સાગરોપમ.

# ॥ अथ श्री जीवविचारप्रकरणं प्रारभ्यते ॥

## ॥ आर्यावृत्तं ॥

भुवणपईवं वीरं, नमिऊण भणामि अबुहबोहत्थं ॥
जीवसरूवं किंचिवि, जह भणियं पूव्वसूरीहिं ॥ १ ॥
जीवा मुत्ता संसा,–रिणो य तस थावरा य संसारी;
पुढवि जल जलण वाऊ, वणस्सई थावरा नेया ॥ २ ॥
फलिहमणिरयणविद्दुम,–हिंगुलहरियालमणसिलरसिंदा ॥
कणगाइ धाउ सेढी, वन्निय अरणेट्टय पलेवा ॥ ३ ॥
अब्भय तूरी ऊसं, मट्टी पाहाणजाइओ णेगा ॥
सोवीरंजणलुणाइ, पुढविभेया इ इच्चाई ॥ ४ ॥
भोमंतरिक्खमुदगं, ओसा हिम करग हरितणू म.िया ॥
हुंति घणोदहिमाई, भेआ णेगा य आउस्स ॥ ५ ॥
इंगाल जाल मुम्मुर, उक्कासणि कणग विज्जुमाईया ॥
अगणिजियाणं भेया, नायव्वा निउणबुद्धीए ॥ ६ ॥
उब्भामग उक्कलिया, मंडली महसुद्धगुंजवाया य ॥
घणतणुवायाईया, भेया खलु ॱाउकायस्स ॥ ७ ॥
साहारणपत्तेया, वणस्सइजीवा दुहा सुए भणिया ॥
जेसि मणंताणं तणु, एगा साहारणा तेऊ ॥ ८ ॥
कंदा अंकुर किसलय, पणगा सेवाल भूमिफोडा य ॥
अल्लयतिय गज्जरमो,–त्थ वत्थुला थेग पल्लंका ॥ ९ ॥
कोमलफलं च सव्वं, गूढसिराइं सिणाइपत्ताइं ॥

थोहरिकुँआरिगुग्गुलि, गलोयपमुहा इ छिन्नरुहा ॥ १० ॥
इच्चाइणो अणेगे, हवंति भेया अणंतकायाणं ॥
तेसि परिजाणणत्थं, लक्खणमेयं सुए भणियं ॥ ११ ॥
गूढसिरसंधिपव्वं, समभंगमहीरुगं च छिन्नरुहं ॥
साहारणं सरीरं, तव्विवरियं च पत्तेयं ॥ १२ ॥
एग सरीरे एगो, जीवो जेसिं तु ते य पत्तेया ॥
फलफूलछल्लिकट्ठा, मूलगपत्ताणि बीयाणि ॥ १३ ॥
पत्तेयतरुं मुत्तुं, पंचवि पुढवाईणो सयललोए ॥
सुहुमा हवंति नियमा, अंतमुहुत्ताउ अद्दिस्सा ॥ १४ ॥
संख कवड्डुय गंडुल, जलोय चंदणगअलसलहगाई ॥
मेहरि किमि पूअरगा, बेइंदिय माइवाहाई ॥ १५ ॥
गोमी मंकणजूआ, पिपीलि उद्देहिया य मक्कोडा ॥
इल्लिय घयमिल्लीओ, सावय गोकीडजाइओ ॥ १६ ॥
गद्दहयचोरकीडा, गोमयकीडा य धन्नकीडा य ॥
कुंथु गुवालिय इलिया, तेइंदिय इंदगोवाई ॥ १७ ॥
चउरिंदिया य विच्छू, ढिंकुण भमरा य भमरिया तिड्डा ॥
मच्छिय डंसा मसगा, कंसारी कविलडोलाई ॥ १८ ॥
पंचिंदिया य चउहा, नारय तिरिया मणुस्स देवा य ॥
नेरइया सत्तविहा, नायव्वा पुढविभेएणं ॥ १९ ॥
जलयरथलयरखयरा, तिविहा पंचिंदिया तिरिक्खा य ॥
सुसुमार मच्छ कच्छव, गाहा मगरा य जलचारी ॥ २० ॥

खउपय उरपरिसप्पा, भुयपरिसप्पा य थलयरा तिविहा ॥
गोसप्पनउलपमुहा, बोधव्वा ते समासेणं ॥ २१ ॥
खयरा रोमयपक्खी, चम्मयपक्खी य पायडा चेव ॥
नरलोगाओ बाहिं, समुग्गपक्खी वियपक्खी ॥ २२ ॥
सव्वे जल-थल-खयरा, समुच्छिमा गब्भया दुहा हुंति ॥
कम्मा-कम्मगभूमि, अंतरदीवा मणुस्सा य ॥ २३ ॥
दसहा भवणाहिवई, अट्ठविहा वाणमंतरा हुंति ॥
जोइसिया पंचविहा, दुविहा वेमाणिया देवा ॥ २४ ॥
सिद्धा परनस भेया, तित्थअतित्थाइसिद्धभेएणं ॥
एए संखेवेणं, जीवविगप्पा समक्खाया ॥ २५ ॥
एएसिं जीवाणं, सरीरमाउठिई सकायम्मि ॥
पाणाजोणिपमाणं, जेसिं जं अत्थि तं भणिमो ॥ २६ ॥
अंगुलअसंखभागो, सरीर-मेगिंदियाण सव्वेसिं ॥
जोयणसहस्समहियं, नवरं पत्तेयरुक्खाणं ॥ २७ ॥
बारस जोयण तिन्नेव, गाउआ जोयणं च अणुकमसो ॥
बेइंदियतेइंदिय,-चउरिंदियदेहमुच्चत्तं ॥ २८ ॥
धणुसयपंचपमाणा, नेरइया सत्तमाइ पुढवीए ॥
तत्तो अद्धद्धूणा, नेया रयणप्पहा जाव ॥ २९ ॥
जोयणसहस्समाणा, मच्छा उरगा य गब्भया हुंति ॥
धणुहपुहुत्तं पक्खी, भुयचारी गाउअपुहुत्तं ॥ ३० ॥
खयरा धणुहपुहुत्तं, भुअगा उरगा य जोयणपुहुत्तं ॥
गाउअपुहुत्तमित्ता, समुच्छिमा चउप्पया भणिया ॥ ३१ ॥

छच्चेव गाउआइं, चउप्पया गब्भया मुणेयव्वा ॥
कोसतिगं च मणुस्सा, उक्कोस सरीरमाणेणं ॥ ३२ ॥
ईसाणंत सुराणं, रयणीओ सत्त हुंति उच्चत्तं ॥
दुग दुग दुग चउगेवि,–ज्जणुत्तरेक्कि परिहाणी ॥ ३३ ॥
बावीसा पुढवीए, सत्त य आउस्स तिन्नि वाउस्स ॥
वाससहस्सा दस तरू, गणाण तेऊ तिरत्ताऊ ॥ ३४ ॥
वासाणि बारसाऊ, बिइंदियाणं तिइंदियाणं तु ॥
अउणापन्न दिणाइं, चउरिंदीणं तु छम्मासा ॥ ३५ ॥
सुरनेरइयाण ठिई, उक्कोसा सागराणि तित्तीसं ॥
चउपयतिरियमणुस्सा, तिन्नि य पलिओवमा हुंति ॥ ३६ ॥
जलयरउरभुअगाणं, परमाऊ होइ पुव्वकोडीओ ॥
पक्खीणं पुण भणिओ, असंखभागो अ पलियस्स ॥ ३७ ॥
सव्वे सुहुमा साहा–रणा य सम्मुच्छिमा मणुस्सा य ॥
उक्कोस जहन्नेणं, अंतमुहुत्तं चिय जियंति ॥ ३८ ॥
ओगाहणाउमाणं, एवं संखेवओ समक्खायं ॥
जे पुण इत्थ विसेसा, विसेससुत्ताउ ते नेया ॥ ३९ ॥
एगिंदिया य सव्वे, असंखउस्सप्पिणी सकायम्मि ॥
उववज्जंति चयंति य, अणंतकाया अणंताओ ॥ ४० ॥
संखिज्जसमा विगला, सत्तट्ठ भवा पणिंदितिरिमणुआ ॥
उववज्जंति सकाए, नारय देवा य नो चेव ॥ ४१ ॥
दसहा जिआण पाणा, इंदियऊसासआउबलरूवा ॥
एगिंदिएसु चउरो, विगलेसु छ सत्त अट्ठेव ॥ ४२ ॥

असन्निसन्नी पंचि-दिएसु नव दस कमेण बोधव्वा ॥
तेहिं सह विप्पओगो, जीवाणं भन्नए मरणं ॥ ४३ ॥
एवं अणोरपारे, संसारे सायरम्मि भीमम्मि ॥
पत्तो अणंतखुत्तो, जीवेहिं अपत्तधम्मेहिं ॥ ४४ ॥
तह चउरासी लक्खा, संखा जोणीण होइ जीवाणं ॥
पुढवाईण चउण्हं, पत्तेयं सत्त सत्तेव ॥ ४५ ॥
दस पत्तेयतरूणं, चउदस लक्खा हवंति इयरेसु ॥
विगलिंदिएसु दो दो, चउरो पंचिंदितिरियाणं ॥ ४६ ॥
चउरो चउरो नारय, सुरेसु मणुआण चउदस हवंति ॥
संपिंडिआ य सव्वे, चुलसी लक्खा उ जोणीणं ॥ ४७ ॥
सिद्धाण नत्थि देहो, न आउकम्मं न पाणजोणीओ ॥
साइअणंता तेसिं, ठिई जिणंदागमे भणिया ॥ ४८ ॥
काले अणाइनिहणे, जोणि गहणम्मि भीसणे इत्थ ॥
भमिया भमिहिंति चिरं, जीवा जिणवयणमलहंता ॥ ४९ ॥
ता संपइ संपत्ते, मणुअत्ते दुल्लहेवि संमत्ते ॥
सिरिसंतिसूरी सिट्ठे, करेह भो ! उज्जमं धम्मे ॥ ५० ॥
एसो जीववियारो, संखेवरुईण जाणणाहेऊ ॥
संखित्तो उद्धरिओ, रुद्दाओ सुयसमुद्दाओ ॥ ५१ ॥

॥ इति श्रीजीवविचारप्रकरणं ॥

